નાટયના સમ્પૂર્ણ અંગોને હજી હું પણ બરાબર સમજી શકયો નથી, તોપણ તેને કેટલેક અંશે પ્રસિદ્ધિમાં લાવવા બનતો પ્રયત્ન કર્યો છે. એ ઉપરથી કોઈ સાહિત્યપ્રેમી તેમજ ઉત્સાહી સાક્ષર મારા આ લઘુ શ્રમને ધ્યાનમા લઈ નાટયના અંગો સંબન્ધી વિશેષ શોધ તેમજ સ્ફુટપણાની નોટ કરી મ્હને સૂચના કરશે, તો તે મહાશયનો ... મ્હોટો

# નવીન નાટ્યપ્રણાલી.

નવીન નાટ્યપ્રણાલીના સંબન્ધમાં ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર લખે છેઃ—

આંજકાલ યૂરોપનાં નાટકોની છાયા ઉપર જે નાટક લખાય છે, અને
। દેશમાં જે ચાલનાં ઘણાં નાટકો લખાઇ ચૂકયાં છે; તે સર્વ નવીન ભેદમાં
અન્વિત છે.

ચીનની અપેક્ષા અને નવીનની પરમ મુખ્યતા એ વારંવાર દ્રશ્યોના
મૂળ ર્યાં છે. એજ હેતુથી એક એક અંકમાં અનેક અનેક ગર્ભાંકોની
ભેદ, દેરવામાં આવે છે; કેમકે આધુનિક સમયમાં નાટકના પ્રયોગોની સાથે
ઉદાહરણો ( દેખાવો )નું દેખાડવાનું આવશ્યક સમજવામાં આવ્યું છે.

તાને તેમ અને ગર્ભાંકોની કલ્પના એવી હોવી જોઇએ કે—પાંચ વર્ષના
સુધારી ઉદ્દેશક નાટક છે, તો તેમાં વર્ષ વર્ષના ઇતિહાસનો એક એક અંક;
ગ્રન્થોનો સ્ત્રી અંદર વિશેષ વિશેષ સમયોના વર્ણનનો એક એક ગર્ભાંક.

સંસ્કૃ ના વિશિષ્ટ કોઇ નાટક છે, તો તેમાં પ્રત્યેક ઘટનાના સમ્પૂર્ણ
ગણનો નિષેધ એક અંક; અને ભિન્ન ભિન્ન સ્થાનોમાં વિશેષ ઘટનાન્તર્ગત
વર્ણનનો એક એક ગર્ભાંક.
થયા, તેમાં એ બન્ધન
ા ભેદ છે—
રણછોડભાઇ ઉદયરામ વગેરેએ
અમે પણ ગીતિની અન્દર
૨. ગીતિરૂપક.
લીધી છે.
. અને ગીતિ ન્યૂન હોય તે "નાટક."
હું તથા મ્હારા " ગીતિરૂપક."

રાજરાણાશ્રી અમરસિંહ ઓના સ્વભાવથી અનેક પ્રકારનાં બને છે; પરંતુ
નામનો ગ્રન્થ લખ સુજબ છે.

રવાનું કામ અ—પ્રાચીન નાટકો પ્રમાણે જેની કથા સંયોગ ઉપર સમાપ્ત
પાછળના ભાગ થાય તે.

રમ્મિત્રોચર ૨.—જેની કથા નાયક નાયિકાનાં મરણ, અથવા બીજી કોઇ
સાપવાદ ઘટના ઉપર સમાપ્ત થાય તે.

૩. મિશ્ર—જેની અંદર છેવટે અમુક માણુસોનુ મરણુ અને અમુક માણુ-
મોનું મિલન થાય તે.

નવીન નાટકોની રચનામાં શૃંગાર, હાસ્ય, કૌતુક, સમાજસંસ્કાર અને દેશવાત્સલ્ય એ પાંચ મુખ્ય ઉદ્દેશ હોવા જોઇએ. તેમાં શૃંગાર તથા હાસ્ય સ્પષ્ટ ( લક્ષણુ વિના સમજી શકાય તેવા ) છે. લોકોના ચિત્તવિનોદાર્થે કોઇ યન્ત્રદ્વારાએ અથવા કોઇ અન્ય રીતે અદ્ભુત ઘટના દેખાડવામાં આવે તે "કૌતુક" કહેવાય છે. સમાજસંસ્કાર સંયુક્ત નાટકોમાં દેશની કુરીતિનું દિગ્દર્શન કરાવવું એ મુખ્ય કર્તવ્ય છે, તે ઉપરાંત શિક્ષાની ઉન્નતિ, લગ્ન સંબન્ધી કુરીતિનું નિવારણુ, અથવા ધર્મસંબન્ધી જુદા જુદા વિષયોનુ સંશોધન પણુ હોવું જોઇએ. દેશવાત્સલ્ય વિષયક નાટકોને ભણુનાર અથવા જોનારના હૃદયમાં દેશાનુરાગ ઉત્પન્ન થવો જોઇએ. તેવા નાટકો પ્રાયઃ (ઘણુે ભાગે) કરુણુ તેમજ વીર રસના હોય છે. ઉપર કહેલા પાંચ ઉદ્દેશોને તજી વીર તથા સખ્ય ઇત્યાદિ અન્ય રસોમાં પણુ નાટકો બને છે.

પ્રાચીન સમયમાં સંસ્કૃત ભાષાની અંદર મહાભારત આદિનાં કોઇ પ્રસિદ્ધ વૃત્તાન્ત, અથવા કવિ પ્રૌઢોક્તિથી ઉત્પન્ન થએલ કથા, અથવા કોઈ કલ્પિત આખ્યાયિકાનું અવલંબન કરીને નાટક આદિ દશ પ્રકારનાં રૂપક, અને નાટિકા આદિ અષ્ટાદશ ઉપરૂપક લીપીબદ્ધ થઈ સહૃદય સભાસદોની તાત્કાલિક રુચિ અનુસાર કોઇ રાજાઓના અથવા રાજકીય ઉચ્ચપદવડે અભિષિક્ત ( અભિષેક કરાએલ ) લોકોની નાટ્યશાળામા અભિનીત થતાં હતાં ( ભજવાતાં હતાં ).

અભિનય આદિના સબન્ધમા પ્રાચીન કવિઓ પોતાની અને પ્રેક્ષક વર્ગની રુચિ અનુસાર નાટક આદિ દ્રશ્યકાવ્ય રચી સામાજિક જનોનાં ચિત્તને પ્રસન્ન કરી ગયા છે; પરંતુ અર્વાચીન કવિઓની તથા સામાજિક જનોની રુચિ તેથી વિલક્ષણુ હોવાને લીધે પ્રાચીન મતાવલંબી નાટકો લખવાથી યથાર્થ ( જેવો જોઇએ તેવો ) બોધ થતો નથી.

જે સમયમાં જેવા સહૃદય જન્મ ગ્રહણુ કરે, અને દેશની નીતિ રીતિના

પ્રવાહ જેવા રૂપથી ચાલતા હોય, તે સમયમાં તેવા પુરુષની આન્તરિક વૃત્તિ તેમજ દેશની નીતિ રીતિ એ ઉભયનું યથાર્થ અવલોકન કરી નાટક આદિ દ્રશ્યકાવ્ય પ્રકાશમાં લાવવું.

નાટક આદિ દ્રશ્યકાવ્ય પ્રસિદ્ધિમાં લાવવું હોય તો પ્રાચીન સમસ્ત રીતિને તજી દેવી એ પણ યોગ્ય નથી. કારણ કે જે સર્વ પ્રાચીન રીતિ વા પદ્ધતિ આધુનિક લોકોના મતનું પોષણ કરનારી હશે તે સર્વનું અવશ્ય ગ્રહણ થશે.

નાટ્યકળાકૌશલ્ય બતાવવાને દેશ, કાલ, અને પાત્રગણ પ્રત્યે વિશેષ દ્રષ્ટિ રાખવી ઘટે છે. લોકવ્યવહારથી વિલક્ષણ ન સંભવે તેવાં કાર્યનો ઉતારો જેવો પૂર્વે હૃદયને હર્ષ આપનાર બનતો, તેવો વર્તમાન કાળમાં થતો નથી.

હવે નાટક આદિ દ્રશ્ય કાવ્યમાં અસ્વાભાવિક સામગ્રીનું પોષણ કરનાર કાવ્ય સહૃદય સભ્યમંડળમાં અત્યન્ત રુચિકર થતાં નથી. વર્તમાન સમયે સ્વાભાવિક રચના સભ્યગણના હૃદયને હરનારી બને છે. એટલા માટે અલૌકિક વિષયનો આશ્રય કરી નાટક આદિ દ્રશ્યકાવ્ય પ્રસિદ્ધિમાં લાવવું એ યોગ્ય નથી.

નાટકમાં ક્યાંઇ आक्षिप् આદિ નાટ્યાલંકાર, ક્યાંઇ प्रकरी, ક્યાંઇ विलोभन ક્યાંઇ संस्फेट અને ક્યાંઇ पञ्चसन्धि અથવા એવાજ અન્ય વિષયોની સાંપ્રત સમયે કાંઇ આવશ્યકતા નથી. કારણ કે સંસ્કૃત નાટકની પેઠે પ્રાકૃત નાટકમાં એનું અનુસન્ધાન કરવું, અથવા કોઇ નાટકના અંગમાં એ વિષયો યત્નપૂર્વક દાખલ કરીને પ્રાકૃત નાટક લખવું, એ વ્યર્થ છે. કેમકે પ્રાચીન લક્ષણ રાખીને આધુનિક નાટક આદિની શોભા સંપાદન કરવા જતાં વિપરીત ફળ પ્રાપ્ત થાય છે. સંસ્કૃત નાટક આદિની રચના અર્થે મહાત્મા ભરત મુનિ ઘણા નિયમો લખી ગયા છે, તેમાંથી જે પ્રાકૃત નાટકની રચનામાં ઉપયોગી હોય, અને જે હાલના સહૃદય લોકોમાં રૂચિ ઉપજાવનારા હોય તેજ નિયમો ગ્રહણ કરવા.

નાટક લખવાનો પ્રારંભ કરી જે મનુષ્ય પરંપરાથી ચમત્કારજનક

તેમજ અતિ મધુર ઉદ્દેશ વસ્તુના ઉલ્લેખ દ્વારાએ સ્વાભાવિક સામગ્રીનું પરિ પોષણ કર્યા છતાં, ફરી તેના તરફ દ્રષ્ટિપાત (નજર) નથી કરતા, તેના નાટક નાટિકા આદિ દ્રશ્ય કાવ્ય લખવાનો પ્રયાસ વ્યર્થ છે. કારણ કે નાટક આખ્યાયિકાની પેઠે શ્રવ્ય કાવ્ય નથી.

નાટકની રચના કરનારે ચાતુર્ય અને નિપુણતાથી જે પાત્રનો જેવો સ્વભાવ હોય તે પાત્રના મુખમાં તેવા શબ્દો યોજવા નાટકમાં વાચાલ પાત્રનુ મિતભાષીપણું, મિતભાષી ( માપસર બોલનાર ) ની વાચાલતા, મૂર્ખનું વાક્ચાતુર્ય, અને પંડિતનો મૌન ભાવ એ મશ્કરીરૂપ થઈ પડે છે. પાત્રની વાત સાંભળતાંજ તેના સ્વભાવનું જ્ઞાન થાય એ નાટકનું મુખ્ય અંગ છે. નાટકમાં વાક્પ્રપંચ એ એક પ્રાધાન્ય દોષ ગણાય છે. રસવિશેષદ્વારાએ પ્રેક્ષકના અંતઃકરણને ઉન્મત્ત અને શોકાતુર કરવાને જોઈએ તેથી વધારે વાણીના આડંબરવડે કોઇ વખત ઉદ્દેશની સિદ્ધિ થતી નથી.

નાટકમા વાચાલતા (વાચાલપણું—હદ ઉપરાંત બોલવુ તે ) મિતભાષિતા (માપસર બોલવું તે ), અને વાગ્મીતા (વકતાપણું ) એ ત્રણેનો સારી રીતે આદર થાય છે. પ્રપંચરૂપથી કોઇ ભાવને વ્યકત (સ્ફુટ—સ્પષ્ટ ) કરવાનું નામ ગૌણ ઉપાય છે, અને કુશળતા પૂર્વક થોડી વાતથી અત્યન્ત મહાન્ ભાવને સ્પષ્ટ કરી બતાવવો તેનું નામ મુખ્ય ઉપાય છે. થોડી વાતમા અધિક ભાવનો ઉદ્દભવ થવો એ પણ નાટકના જીવનનુ એક મહાન્ ઔષધ છે જેમ—ઉત્તર રામચરિતમા મહાત્માજનક આવીને પૂછે છે કે—

કાસ્તે પ્રજાવત્સલો રામઃ ? ”

“ પ્રજાવત્સલ ( પ્રજાને વ્હાલો ) રામ કયા છે ? ”

આહીં “ પ્રજાવત્સલ ” એ એકજ શબ્દથી કેટલો મ્હોટો ભાવ વ્યકત થાય છે, તે સહૃદય જનો પોતાની મેળેજ સમજી શકશે. ચિત્રકાર્યને નિમિત્તે જે જે ઉપકરણ ( સાધન )ના પ્રયોજનની અને સ્થાન વિશેષની ઉત્તમતા અને અધમતા બતાવવાની જેવી આવશ્યકતા હોય તેવીજ સૌન્દર્ય પૂર્વક યોજના કરી મનુષ્યના બાહ્યભાવ અને કાર્ય પ્રણાલીના ચિત્રકરણ તેમજ ઇચ્છા પૂર્વક અથ

વાસ્વાભાવિક તેના માનસિક ભાવ અને કાર્યપ્રણાલી દેખાડવી એ બહુ પ્રશંસા પાત્ર છે. જે એવી રીતે અન્યના આંતરિક ભાવને સ્ફુટ કરવા સમર્થ છે તેને જ **નાટકકાર** એવું સંબોધન દેવામાં આવે છે, અને તેઓના લખેલ ગ્રન્થોની નાટકમાં ગણના થાય છે.

નાટકમાં આન્તરિક ભાવનું ચિત્ર કેવી રીતે બતાવવામાં આવે છે, તેનું એક આશ્ચર્યજનક ઉદાહરણ શાકુન્તલમાંથી ઉધ્ધૃત કરી આહીં આપવામાં આવે છેઃ—

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया,
कण्ठः स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम्
वैक्लव्यं मम तावदीदृशमिदं स्नेहादरण्यौकसः
पीड्यन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः ॥

મુનિરાજ કણ્વ પુત્રી શકુન્તલાને સાસરે વેળાવતાં ખેદ પુરઃસર કહે છેઃ—

આજે શકુન્તલા શ્વસુરગૃહ પ્રત્યે ગમન કરશે એટલા માટે ઉત્કંઠાએ મારા હૃદયનો સ્પર્શ કર્યોછે, રોકેલ બાષ્પવૃત્તિ ( પ્રેમાશ્રુપ્રવાહ ) થી કંઠ ઘોઘરો થઇ ગયોછે; અને દ્રષ્ટિ ચિન્તાને લીધે જડ જેવી બની ગઇ છે. જ્યારે જંગલમાં રહેનારા મારા જેવાને આવી વિહ્વળતા થાય છે, ત્યારે બિચારા ગૃહસ્થો નવીન એવા પુત્રી વિયોગના દુઃખથી પીડા કેમ ન પામે ?

સહૃદય પાઠક ! આપ વિચાર કરી જુઓ કે, આ સ્થળે કવિશ્રેષ્ઠ કાલિદાસે ઋષિરાજ કણ્વનું રૂપ ધારણ કરી તેના માનસિક ભાવો કેવા ઉત્તમ પ્રકારે પ્રકટ કરેલ છે ? કદાચ આહીં કાલિદાસે પુત્રી વિયોગનાં દુઃખથી છાતી ફૂટી રૂદન કર્યાનું વર્ણવ્યું હોત, તો ઋષિજનોમા સહજ નિવાસ કરી રહેલા ધૈર્યની કેવી દુર્દશા થાત ? અથવા શકુન્તલાના વિયોગથી મૃદુલશોક ન બતાવ્યો હોત, તો એક ઉત્તમ કોટિના ઋષિરાજના સ્વભાવમાં અને એક સામાન્ય માનવના સ્વભાવમાં શો તફાવત ગણાત ? એટલા માટેજ કવિકુલમુકુટ માણિક્ય કાલિદાસે ઋષિજનને ઘટે તેવા શોકનું વર્ણન કરેલ છે.

નાટકની રચનામાં શૈથિલ્ય દોષ કદી ન આવવો જોઈએ. નાયકનાયિકા દ્વારાએ કોઈ કાર્ય વિશેષનો સમારંભ કરી તેને અપૂર્ણ રાખવું, અથવા કોઈ અન્ય વ્યાપારનો આરંભ કરી તેના મૂળનું ઉચ્છેદન કરવું, એ પણ નાટક રચનાનો ઉદ્દેશ નથી. જે નાટકની ઉત્તરોત્તર કાર્ય પ્રણાલી જોઈ પ્રેક્ષકજનો આગળ કહેવાઈ ગયેલી વાતને ભૂલી જતા જાય, તે નાટક કદાપિ પ્રશંસાપાત્ર થતું નથી. જે લોકો માત્ર ઉત્તમોત્તમ વસ્તુઓને એકત્ર કરી ગુંથે છે; અને તેને ઉત્તમ મધ્યમ, અને અધમ એવા ત્રણ સ્થાનના વિચારપૂર્વક વર્ણવે છે, તથા તેમાં જે પાત્રની જેવી પ્રકૃતિ તે પાત્રના તેવા ભાવોને ચીતરવા સમર્થ છે એજ કાવ્યપ્રેમી રસિક મંડલને અપૂર્વ આનન્દ આપી શકે છે. આવા ઉત્તમ હેતુના આશ્રયથીજ કાલિદાસ, ભવભૂતિ અને સેકસપીઅર દુનિયામાં અમર બની ગયા છે. કાંઈ પણ સામગ્રીના સંગ્રહ વિના નાટક લખનાર, અને અસત્ય સંકલ્પ કરી નાટક લખનાર, એ બન્નેનો પરિશ્રમ વ્યર્થ બને છે. જો કોઈને નાટક લખવાની ઈચ્છા થાય તો તેણે પ્રથમ "નાટક કોને કહે છે?" એ બરાબર જાણવું જોઈએ, અને પછી નાટકકારને રૂપે અરસપરસ ગુંથાઈ ગએલા ભાવોમાં માનવપ્રકૃતિનું દિગ્દર્શન કરવું જોઈએ. જેણે ભિન્ન ભિન્ન માનવપ્રકૃતિનું અવલોકન ન કર્યું હોય તે મનુષ્ય જાતિના આન્તરિક ભાવ વિશુદ્ધરૂપે પ્રકાશિત કરી શકતા નથી.

ભિન્ન ભિન્ન માનવપ્રકૃતિનું અવલોકન કરી કરમાં લેખિની ધારણ કરવાના હેતુથીજ કાલિદાસનું અભિજ્ઞાનશાકુન્તલ, અને સેકસપીઅરનાં મેકબેથ તથા હેમલેટ નાટકો એટલાં બધાં વિખ્યાત થયાં છે કે જેનો પૃથ્વીના સર્વ વિભાગોમાં એકી સાથે આદર થાય છે.

માનવપ્રકૃતિનું પરિપૂર્ણ અવલોકન કરવું હોય તો વિવિધ દેશોમાં ભ્રમણ કરી નાના પ્રકારના લોકોની સાથે કેટલાએક વખતસૂધી નિવાસ કરવો જોઈએ, જુદા જુદા ગાયક સમાજમાં જઈ વિવિધ પ્રકારના આલાપ સાંભળવા જોઈએ, નાના પ્રકારના ગ્રન્થોનું અધ્યયન કરવું જોઈએ; તેમજ અશ્વરક્ષક, ગૌરક્ષક, દાસ, દાસી, ગામડીયા અને દસ્યુ (ચોર) આદિ નીચ પ્રકૃતિ સાથે તથા સામાન્ય લોકોની સાથે વાર્તાલાપ કરવો જોઈએ. એમ કર્યા

સિવાય માનવપ્રકૃતિ ( મનુષ્યનો સ્વભાવ ) જાણી શકાતી નથી. મનુષ્યની મનોવૃત્તિને જેમ એક બીજા જોઈ શકતા નથી, તેમ તેના હૃદયસ્થ ભાવો પણ અદ્રશ્ય હોય છે. તે કેવળ કેટલાએક બાહ્ય કાર્ય ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખવાથી તેમજ બુદ્ધિબળથી સમજી શકાય છે. મનુષ્યપ્રકૃતિ જાણ્યા સિવાય કોઈ ઉપકરણ દ્વારાએ નાટક લખવું એ જખ મારવા જેવું છે.

જે માણસ રાજનીતિ, ધર્મનીતિ, આન્વીક્ષિકી, દંડનીતિ, સન્ધિ વિગ્રહ આદિ રાજગુણ, મન્ત્રચાતુરી, કરૂણ આદિ રસ, વિભાવ અનુભાવ સંચારી ભાવ તથા સાત્વિકભાવ; તેમજ વય,વૃધ્ધિ અને સ્થાન આદિ ત્રિવર્ગની સમાલોચના કરવામાં સારી રીતે સમર્થ હોય એજ નાટક લખવા માટે કરકમલમાં લેખિની ધારણ કરી શકે છે.

સ્વદેશી તથા પરદેશી સામાજિક રીતિ,વ્યાવહારિક રીતિ અથવા પધ્ધતિના નિદાનનું ફળ અને પરિણામ એ ત્રણેનું વિશેષ અનુસન્ધાન કરવું; એ નાટક રચના યશસ્વી નિવડવાનો ઉત્તમ ઉપાય છે.

વેશ અને વાણી એ બન્ને પાત્રની યોગ્યતા અનુસાર હોવાં જોઈએ. જેમ ભૃત્ય પાત્રને બહુમૂલ્ય વસ્ત્રાલંકાર ધારણ કરાવવાં એ સ્વભાવ વિરૂધ્ધ છે તેમજ તેવા પાત્રના મુખમા પંડિતની પેઠે વિશેષ સંસ્કૃત ગર્ભિત ભાષણ યોજવું એ પણ અસ્વાભાવિક લેખાય છે.

## [1]यूरोपमां नाटकनो प्रचार.

યૂરોપમાં નાટકનો પ્રચાર ભારતવર્ષ પછી થયો છે. પ્રથમ એ માણુસોના સંવાદનેજ ત્યા નાટક માનતા હતા. પ્રાચીન ઇસાઇ ધર્મના પુસ્તકમાં "બુક અબજાબ" અને સુલેમાનના ગીતોમાં એવા સંવાદ મળતા હતા; પરંતુ એ સિવાય હિબ્રુ ભાષામાં કોઇ પ્રાચીન નાટકોનાં પુસ્તક યૂરોપની અંદર નથી. યૂરોપમા સર્વથી પ્રાચીન નાટક યૂનાન દેશમા મળતાં હતાં, એ ઉપરથી એવું અનુમાન થાય છે કે ભારતવર્ષ પછી ત્યાં નાટ્યવિદ્યા ગઇ હશે. યુનાનમા ઍથેન્સ નામના પ્રદેશની અંદર નાટકોનો પ્રચાર વિશેષ હતો, અને [2]ડાયોનિસીસ નામના દેવતાના મેળામાં તે ઘણું કરી ભજવાતાં હતાં. વેક[3]લસ (બેકસ) નામના દેવતાની પૂજાથી ત્યાં તેનું ચલણ થયું. પ્રાચીન કાળથી યરોપનાં નાટક વિયોગાન્ત અને સંયોગાન્ત એવા બે વિભાગોમાં

આયર્નના સમયમાં સુસેરીઅને આખા યૂનાનમાં ફરી ફરીને સ યોગાન્ત નાટકોને પ્રચાર કર્યો, અને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાય તેવી ન્હાની સરખી રંગશાળા પણ તેની સાથે હતી.એ કાળનાં નાટક આધુનિક બંગાલી યાત્રા અથવા રાસ જેવાં થતાં હતાં. એ સમયનાં વિયોગાન્ત નાટક ગંભીર આશયવાળાં અને વિશેષ ચિન્તાકારક હોવાના કારણથી સભ્યલોકોમાં, અને સંયોગાન્ત નાટક ગ્રામ્ય લોકોમાં ભજવી બનાવાતાં હતાં.

એપીકાર્મસ, ફાર્મસ, મૅગનેસ, ક્રેટસ, ક્રેટનસ યુપોલીસ, ફ્રેટિફ્રેટ્સ, અને એલીસ્ટેફેનસ એ બધા તે કાળના પ્રસિદ્ધ કોમેડી( સંયોગાન્ત નાટક)લખનારા હતા. વચમાં લોકોએ સંયોગ વિયોગમિશ્ર પુસ્તકો લખીને પણ વિદ્યાની ઉન્નતિ કરી.

વિયોગાન્ત નાટકના લેખકોમાં ઇસીલસ, સોફોકલીસ, અને યુરીપીડીસ એ ત્રણ મહાનિપુણ થઇ ગયા. એ કવિઓએ સ્વયં (પોતે) અભિનય ક્રેમ કરી બતાવવા એ પાત્રોને શીખવ્યું, અને સ્વાભાવિક ભાવભંગી દેખાડવામાં વિશેષ પરિશ્રમ કર્યો. અરસ્તુને એ ત્રણે કવિઓની પોતાના ગ્રન્થમાં મહત્તા બતાવી છે,

રોમન લોકો નાટય વિદ્યામાં એવા ડાહ્યા ન હતા.એ લોકોએ યૂનાન વાળાઓ પાસેથી ઉક્ત વિદ્યાનો સ્વાદ ચાખ્યો. અફસોસની વાત એ છે કે એટલા બધા કવીઓમાંથી "પ્લોટસ" અને "ટેરેન્સ" સિવાય કોઇનાં નામ અથવા પુસ્તક મળી શકતાં નથી. ઑગસ્ટસના પ્રસિદ્ધ સમયમાં રોમની અંદર નાટ્ય વિદ્યાની ઉન્નતિ થઈ હતી. પરંતુ "સેનિકા" સિવાય બીજા કોઇ ગ્રંથનું વા ગ્રંથકારનું નામ પણ મળતું નથી.

રોમના મ્હોટા મ્હોટા મહેલો અને વીરોની સાથે ત્યાંની વિદ્યા અને કળા ધૂળમાં મળી ગઇ; તે એટલે સુધીકે તેનું નામ લેવાવાળા પણ અવશેષ રહ્યા નહિ.

જ્યારે રોમમા ક્રિશ્ચન મત ફેલાણો, ત્યારે તેવાં નાટકો અથવા ખેલ રાજનિયમાનુસાર નિષિદ્ધ ઠરવામાં આવ્યાં.

કેવળ એપોલીનારી અને ગ્રેગરી નામના પિતાપુત્રે [1]ઈજીપ્તમાંથી કથાભાગ લઈને ક્રીશ્ચીયનોના જીવને આનન્દ આપવા કાંઈક સ્વાંગ ( વેષ ) લીધા હતા.

યૂરોપમાં ઇટાલીવાળાઓએ પહેલ વહેલાંજ નાટકના પ્રચાર અર્થે સારો ઉદ્યોગ કર્યો, અને રોમ વાળાના ચિત્તમાં કુમળાઇ ગએલાં નાટક બીજ ફરીથી લીલાં કર્યાં. સોળમા સૈકામાં ટ્રેસિનો કવિનું "સોફોનિસ્ના" નામનું નાટક પહેલ વહેલું છપાણું. અરિઆસ્ટોવેબિના અને મૈશિલાવિલીએ ટ્રેસિનોની પેઠે કેટલાંએક નાટક લખ્યાં. એજ સૈકાના અંતમાં ગિએમ્બાટિસ્ટા લિઆપોર્ટોએ પહેલ વહેલું પ્રહસન પ્રકાશિત કર્યું, અને એમાં પરિહાસ ( મશ્કરી ) ની વાતો એવી સુસભ્યતાથી વર્ણવી કે લોકોએ એ નાટકની શૈલીને અત્યન્ત પ્રસન્નતાથી સ્વીકારી લીધી. એજ સમયમાં હિસી, બોરગીની, ઓડી, અને તુઓનાશેટીએ જાતીય સ્નેહની વૃધ્ધિ કરવાવાળા વીરરસથી ભરેલા ઐતિહાસિક ખેલો લખ્યા; અને તેનો પ્રચાર કર્યો.

સત્તરમા સૈકામાં રીનુસીણીએ પહેલવહેલાં ઓપેરા ( સંગીતનાટ્ય ) નો આરંભ કર્યો; એમાં એણે પ્રેમ, દેશવાત્સલ્ય, વીર, અને કરૂણ રસનાં ગીત એવી ઉત્તમ રીતિથી રચ્યાં કે સર્વ લોક બીજાં નાટકોને ભૂલી જઈ એના ઉપર ઝુમવા લાગ્યા. મૈપ્રી નામના કવિએ એની બીજીવાર ઉન્નતિ કરી અને સ્પેન તથા ફ્રાન્સ વગેરેમાં ચોતરફ એ ગીતિનાટ્ય ( ઓપેરા ) નો પ્રચાર થયો. ત્યારબાદ જીનો, મેટૅસ્ટૈસિઓ, ગોલ્ડડોની, મોલિઅર, રિચોબોની, ગોજી, ગોલ્ડડોની, આલફીરો, માન્ટી, માન્જાની, અને નિકોલીની ઇત્યાદિ પ્રસિધ્ધ કવિઓએ પૂર્વોક્ત નાટકોના ગ્રન્થો એવી ઉત્તમતાથી લખ્યા; અને નાટ્યમાં એવી ઉન્નતિ કરી કે ઇટાલી ફકત વિદ્યામાં આખા યૂરોપની ગુરૂ કહેવાઇ ગઇ.

યૂરોપમાં અન્ય દેશોની અંદર પાદરીઓએ નાટકોના પ્રચારને અટકાવ્યો. જ્યાં કોઇ નાટક ભજવતા, ત્યાં પાદરીઓ તેને ધર્મદંડ દેવા દોડતા, જેથી

---

૧. એણે એક બાજુથી પોતાના દીકરાને તથા બીજી બાજુથી પોતાના રાજાને માર્યો હતો.

વિલેના, શાન્તિલાના, નહેરો, અને રૂએકા નામના કવિઓએ એ આપત્તિથી બચવા પોતાની લેખિનીને ધર્મવિષયનાં નાટકો લખવા ઉપર ચલાવી. વિશેષે કરી કરવૈત્રસે એવી ઉત્તમ રીતે નાટકો લખ્યાં કે લોકોના ચિત્તમાંથી નાટક ની બુરાઇનો સંસ્કાર એકદમ નિકળી ગયો. ત્યારબાદ કાલડીરન પણ એવોજ ઉત્તમ કવિ થયો, કે જેણે રાજનિયમનો નિષેધ પ્રાપ્ત થયા છતાં પણ સાડત્રીશ વર્ષને માટે નાટકો લખવાની રાજ્ય તરફથી પરવાનગી મેળવી હતી. એ બન્ને કવિઓ સત્તરમા સૈકાના પૂર્વભાગમા થયા હતા.

કેવળ એપોલીનારી અને ગ્રેગરી નામના પિતાપુત્રે ઈજીલમાંથી કથા-ભાગ લઈને ક્રીશ્ચીયનોના જીવને આનન્દ આપવા કાંઈક સ્વાંગ ( વેષ ) લીધા હતા.

વિલેના, શાન્તિલાના, નહુરો, અને રૂએકા નામના કવિઓએ એ આપત્તિથી બચવા પોતાની લેખિનીને ધર્મવિષયનાં નાટકો લખવા ઉપર ચલાવી. વિશેષે કરી કવૈત્રસે એવી ઉત્તમ રીતે નાટકો લખ્યાં કે લોકોના ચિત્તમાંથી નાટક ની બુરાઇનો સંસ્કાર એકદમ નિકળી ગયો. ત્યારબાદ કાલડીરન પણ એવો.જ ઉત્તમ કવિ થયો, કે જેણે રાજનિયમનો નિષેધ પ્રાપ્ત થયા છતાં પણ સાડત્રીસ વર્ષને માટે નાટકો લખવાની રાજ્ય તરફથી પરવાનગી મેળવી હતી. એ બન્ને કવિઓ સત્તરમા સૈકાના પૂર્વભાગમાં થયા હતા.

## शीर्षकनी आठ जाति.

## स्थायी भाव,

## स्थायी भाव,

छत्तीस अलङ्कार ( भरत नाट्यशास्त्र प्रमाणे )

# નાટ્યશાસ્ત્ર.

## દૃશ્યકાવ્યનિર્ણય.

દૃશ્ય શ્રાવ્ય એ ઉભયને, કહે સુકવિઓ કાવ્ય;
દૃશ્ય દેખવા યોગ્ય તે, શ્રવણ યોગ્ય તે શ્રાવ્ય.

મહાકાવ્ય, ખંડકાવ્ય, ગદ્યકાવ્ય, કથાકાવ્ય, આખ્યાયિકાકાવ્ય, ચમ્પૂ-કાવ્ય, ળિરૂદકાવ્ય અને કરંભકવડે જેનું સત્ય સ્વરૂપ બતાવવામાં આવે તે "શ્રાવ્ય".

નાટકાદિ દશ રૂપક અને અષ્ટાદશ ઉપરૂપકવડે જેનું સત્ય સ્વરૂપ બતા-વવામાં આવે તે "દૃશ્ય".

શ્રી ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર દૃશ્યકાવ્યનું લક્ષણ નીચે મુજબ લખે છે:—

"જે કવિની વાણીને તેના હૃદયંગત આશય સહિત હાવભાવથી પ્રત્યક્ષ બતાવી દે તે "દૃશ્યકાવ્ય".

જેમ મહાકવિ કાલિદાસ વિરચિત "શાકુન્તલ" નાટકમાં ભ્રમરના આવવાથી શકુન્તલાની સરલ દૃષ્ટિમાં કટાક્ષોનું ફેરવવું લખ્યુ છે, એમાં પ્રથમ પડદા દ્વારાએ એ સ્થાનનું, શકુન્તલાનો વેષ પહેરનાર દ્વારાએ શકુન્તલાના રૂપયૌવનનું અને વનને યોગ્ય શૃંગારથી તાપસકન્યકાનું, નેત્ર, શિર તથા હસ્તપ્રચલન દ્વારા અંગભગી અને હાવભાવનું, તથા કવિએ કહેલી વાણીને તેના મુખથી કથન દ્વારા કાવ્યનું પ્રેક્ષકના ચિત્ત ઉપર પૂરેપુરૂ ચિત્ર પાડી દે છે, માટે એ "દૃશ્યકાવ્ય".

"દૃશ્ય કાવ્ય" નાટકો વડે પ્રકાશમાં આવેછે માટે તેનું બીજું નામ નાટ્યશાસ્ત્ર છે, તેમજ આખું નાટ્યશાસ્ત્ર અભિનયને આધારે હોવાથી તેને અભિનયશાસ્ત્ર પણ કહે છે.

ફરી શ્રીમદ્ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્ર લખે છે કે—

"જે નટ લોકોની ક્રિયા એ નાટક, અને જે વિદ્યાના પ્રભાવથી પોતાના અથવા કોઇ વસ્તુના સ્વરૂપને ફેરવી દે તે નટ".

નાટ્ય નટને આધારે છે, અને નટનું બીજું નામ કુશીલવ છે, જેથી નાટ્યને ઘણા કુશીલવશાસ્ત્ર પણ કહે છે.

મહાત્મા દશરૂપકકાર શ્રી ધનંજય "દૃશ્યકાવ્ય"ના ત્રણ વિભાગ પાડે છે:

१. नाट्य, २. रूप, अने ३. रूपक.

"अवस्थानुकृतिर्नाट्यम्" અર્થાત્ કાવ્યમાં કહેલ ધીરોદાત્ત આદિની અવસ્થાનું અનુકરણ ચાર પ્રકારના અભિનયથી કરી બતાવવું તેનું નામ "નાટ્ય".

"रूप दृश्यतयोच्यते" તેજ નાટ્ય નીલાદિ રૂપની પેઠે દૃશ્યમાન હોવાથી "રૂપ" કહેવાય છે.

"रूपक तत्समारोपात्" મુખમાં જેમ શશીનું સમારોપણ થાયછે તેમ નટમાં રામાદિ રૂપનું સમારોપણ થવાથી "રૂપક".

મહાત્મા ભરતમુનિ નાટકનું લક્ષણ નીચે પ્રમાણે લખે છે:—

"योऽयं स्वभावो लोकस्य, सुखदुःखसमन्वितः
सोऽङ्गाद्यभिनयोपेतो, नाट्यमित्यभिधीयते."

અર્થ—લોકના સુખદુઃખયુક્ત સ્વભાવને અંગ આદિના અભિનયોવડે બતાવવો તેનું નામ "નાટક".

वेदविद्येतिहासानामर्थानां परिकल्पनम्,
विनोदकरणं लोके, नाट्यमेतद्भविष्यति.

ભાવાર્થ—વેદ અને ઇતિહાસોના અર્થની કલ્પના કરનારૂં, લોકોમાં વિનોદનું સાધન તે "નાટક".

આ નાટકમાં કોઇ વખત દ્વન્દ્વદર્શન, ક્યાંઇ ક્રીડા, કોઇ વખત અર્થપ્રાપ્તિ, ક્વચિત્ સમાનતા, ક્યાંઇ હાસ્ય, ક્યાંઇ યુદ્ધ, ક્યાંઇ કામ અને ક્યાંઇ વધ બતાવે છે, ધર્મીઓને ધર્મ અને કામીઓને કામ પ્રાપ્ત કરાવે છે, અવિનીતને નિયમમાં લાવે છે, મદોન્મત્તને દમન, પંઢને ઉત્સાહ, મૂર્ખને બોધ, વિદ્વાનને ચાતુર્ય, ધનવાનને વિલાસ, દુઃખીને ધૈર્ય, ઉદ્યોગીને દ્રવ્ય, અને ઉગ્રને શાન્તિ આપે છે.

એ નાટક વિવિધ ભાવવાળું, વિવિધ અવસ્થા બતાવવાવાળું, લોક વૃત્તાન્તને અનુસરનારૂં, ઉત્તમ, મધ્યમ અને અધમ પુરુષોનાં ચરિત્રોને બતાવનારૂં, હિતોપદેશ કરનારૂં, ધૈર્ય આપનારૂં, સુખ કરનારૂં, દુઃખી હોય, સમર્થ હોય, શોકપીડિત હોય, અથવા તપસ્વી હોય તે બધાઓને વિશ્રાન્તિ આપનારૂં, ધર્મને બતાવનારૂં, યશ અને આયુષ્ય વધારનારૂં, હિતકારી, બુદ્ધિવર્ધક અને લોકોને સદુપદેશ આપનારૂં હોવું જોઇએ.

બ્રહ્મા, શિવ, નારદ, ભરત, હનુમાન, વ્યાસ, વાલ્મીકિ, લવકુશ, અર્જુન, પ્રદ્યુમ્ન, પાર્વતી, સરસ્વતી, તુમ્બુરૂ, તંડુ અને ઉષા આદિ તેના આચાર્યો છે.

---

## नाट्योत्पत्ति.

પૂર્વે સત્યયુગમાં સ્વાયંભૂ મન્વંતર નિવૃત્ત થયા પછી ત્રેતાયુગના વૈવસ્વત મન્વંતરમાં જ્યારે લોકો ગ્રામ્યધર્મમાં પ્રવૃત્ત થયા, કામ અને લોભને વશ થયા, ઇર્ષ્યા અને ક્રોધથી સંમૂઢ બન્યા, દુઃખી થયા, દેવ, દૈત્ય, ગાંધર્વ, રાક્ષસ, યક્ષ અને મ્હોટા નાગોથી આખો જમ્બૂદ્વીપ પીડિત થયો, ત્યારે ઇન્દ્રાદિ દેવોએ બ્રહ્મા પાસે જઇને કોઇ નવીન જોવા લાયક અને સાંભળવા લાયક ક્રીડાની ઇચ્છા બતાવી કહ્યું કે, વેદો છે એ શૂદ્રોએ સાંભળવા યોગ્ય નથી, માટે સર્વ વર્ણને સાંભળવા અને જોવા લાયક પાંચમો વેદ ઉત્પન્ન કરો.

દેવતાઓની સ્તુતિથી પ્રસન્ન થઇ તત્ત્વને જાણનાર બ્રહ્માએ ધર્મ, અર્થ અને યશને આપવાવાળો, ઉપદેશયુક્ત, પ્રજાને સર્વ વ્યવહાર બતાવનાર, સર્વ શાસ્ત્રના અર્થ સહિત, ચાર વર્ણના શિષ્યને યોગ્ય "નાટ્ય" નામનો પાંચમો વેદ રચ્યો; તેમાં ઋગ્વેદમાંથી પાઠ્ય, સામવેદમાંથી ગાયન, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ લીધા.

આ નાટ્યવેદ ભરત નારદજીની સાથે વેદ અને તેનાં અંગોના કારણરૂપ બ્રહ્મા પાસે હાથ જોડી ઉભા રહ્યા, ત્યારથી તેને પ્રાપ્ત થયો.

ભરતે બ્રહ્માજીને વિનન્તી કરી કે, આ નાટ્યવેદ પામી હવે મારે શું કરવું? ત્યારે બ્રહ્માએ આજ્ઞા કરી કે, વર્તમાન સમય શુભ છે, કારણ કે હમણાં ઇન્દ્રધ્વજની પૂજા થાય છે, માટે ત્યાં જઇ આ નાટ્યવેદનો પ્રયોગ કરી બતાવ.

બ્રહ્માજીની આજ્ઞા શિરસ્થાપન કરી ભરતે "ઇન્દ્રવિજયધ્વજોત્સવ"માં આશીર્વાદયુક્ત, આઠ પદ વાળી, નાટ્યવેદમાં રચાએલી વિચિત્ર પ્રકારની નાન્દી કરી; ત્યારપછી દેવોએ જેવી રીતે દૈત્યોને જીત્યા હતા તેનો પ્રયોગ કરી બતાવ્યો, તેમાં રોષસહિત ભાષણ, વધ, બંધન, દૈત્યોનું ભાગવું, પરસ્પરનું છેદાવું અને ભેદાવું, ઇત્યાદિ બતાવ્યું.

આ નાટ્યપ્રયોગથી પ્રસન્ન થઇ બ્રહ્માદિ દેવોએ ભરતને સર્વ સાધન આપ્યાં.

ઇન્દ્રે ઉત્તમ ધ્વજ આપ્યો, બ્રહ્માએ કુટિલક, વરુણે સોનાનો ઘડો, સૂર્યે છત્ર, પાર્વતીએ સિદ્ધિ, વાયુએ વીજણો, વિષ્ણુએ સિંહાસન, કુબેરે મુકુટ, અને બાકીના સભામાં બેઠેલા દેવો, ગાંધર્વો, યક્ષો તથા રાક્ષસો વગેરેએ ભાષણ, ભાવો, રસો, રૂપ અને બળ આપ્યાં

દૈત્યદાનવના નાશરૂપ નાટ્યપ્રયોગ શરૂ થયો, તે વખત ત્યા આવેલા સર્વ દૈત્યો સંક્ષોભ પામ્યા, અને વિરૂપાક્ષ વગેરે દૈત્યોએ વિઘ્નગણ ઉત્પન્ન કરી તેને કહ્યું કે, "અમે આ નાટ્યપ્રયોગને ઇચ્છતા નથી", જેથી વિઘ્નગણો પોતાની માય પ્રસારી ભજવનાર પાત્રોની વાણી, ચેષ્ટા, સ્મૃતિ અને નૃત્યને અટકાવવા લાગ્યા

એ પ્રમાણે સૂત્રધારનો પ્રયોગ અટકેલો જોઇ ઇન્દ્રે ધ્યાન કરી જોયુ, ત્ય વિઘ્નોએ તમામ સભા ઘેરી લીધેલી દેખાઇ, અને સૂત્રધાર પણ સંમૂઢ બની ગયેલો જોવામા આવ્યો, જેથી એકદમ ઉઠી રત્નજડિત દિવ્ય ધ્વજ લઇ ક્રોધથી રંગમંડપમાં આવેલ વિઘ્નગણોના તથા અસુરોના શરીર શિથિલ કરી નાખ્યાં આ અદ્‌ભુત બનાવ જોઇ દેવો ઇન્દ્રને કહેવા લાગ્યા કે, આ તમારા દિવ્ય હથિયારથી દૈત્યો અને વિઘ્નગણો નાશ પામ્યા, આ ધ્વજવડે તમે વિઘ્નોને જર્જરિત કર્યાં છે માટે આનુ નામ "જર્જરધ્વજ" પડશે, અને હવે પછી જો કાંઇ વિઘ્ન આવશે તો તે પણ આ ધ્વજનાં દર્શનથી જ ભાગી જશે આ વાક્યો સાંભળી ઇન્દ્રે પ્રસન્નવદને કહ્યુ કે, "અસ્તુ," હવેથી આ ધ્વજ તમામની રક્ષા કરવાવાળો થશે.

એ પ્રમાણે વિઘ્નગણો મહોત્સવમાં હરેક વખતે વિઘ્ન કરતા હતા, જેથી ભરતે મુનો સહિત ઇન્દ્ર પાસે જઇ કહ્યું કે, નાટ્યરક્ષાવિધિ બતાવો અને લક્ષણ-યુક્ત નાટ્યગૃહ પણ બનાવો; ત્યારપછી બ્રહ્માની આજ્ઞાથી વિશ્વકર્માએ અલ્પ સમયમા સારૂં, મ્હોટું અને સર્વ લક્ષણોથી યુક્ત નાટ્યગૃહ બનાવી બ્રહ્માજીને

વિનન્તી કરી કે, "નાટકશાળા તૈયાર છે તે જોવા આપ પધારો." આ પ્રમાણે સાંભળી દેવો, ઇન્દ્ર અને બીજા કેટલાએકને સાથે લઇ બ્રહ્મા નાટકશાળા જોવા પધાર્યા.

નાટકશાળામાં જઇ બ્રહ્માએ દેવતાઓને "આ નાટકશાળાની તમારે રક્ષા કરવી જોઇએ" એમ કહી મંડપના રક્ષક ચન્દ્રમાને, ઇન્દ્રાદિ લોકપાલોને પોતપોતાની દિશાઓના રક્ષક, ખૂણાઓના રક્ષક વાયુદેવને, નેપથ્યભૂમિના રક્ષક મિત્રદેવને, વેદિકાના રક્ષક વરુણદેવને, અને સર્વ દેવતાઓને નેપથ્ય બહારની વસ્તુઓના રક્ષક ઠરાવ્યા. ચાર વર્ણોને સ્તંભરક્ષક, આદિત્ય અને રુદ્ર દેવને સ્તંભાન્તરના રક્ષક, ધારણુરક્ષક ભૂતોને, શાળાની રક્ષક અપ્સરાઓને, સર્વગૃહરક્ષક યક્ષિણીઓને, પૃથ્વીરક્ષક સમુદ્ર, કૃતાન્ત અને કાળ બે બારણાની બે શાખાઓના રક્ષક, મહા બળવાળા બે નાગ દ્વારપાત્રના રક્ષક અને ઇન્દ્રને ઉબરાના રક્ષક ઠરાવ્યા, તથા તેના ઉપર ત્રિશૂલ રાખ્યુ, નિયતિ અને મૃત્યુ બે દ્વારપાળ થયા, રંગભૂમિનો પાર્શ્વરક્ષક મહેન્દ્ર થયો, મત્તવારણીની રક્ષામાં વીજળીને રાખી, મત્તવારણીના સ્તંભરક્ષક તરીકે ભૂતો, યક્ષો, રાક્ષસો, પિશાચો અને ગુહ્યકો રાખ્યા, જર્જરધ્વજના રક્ષક તરીકે વજ્રને રાખ્યુ, અને ધ્વજપર્વના રક્ષક મહા પરાક્રમી દેવો સ્થાપ્યા તેના પ્રથમ પર્વમાં બ્રહ્મા, બીજા પર્વમાં શંકર, ત્રીજા પર્વમાં વિષ્ણુ, ચોથા પર્વમાં કાર્તિકેય, તથા પાંચમા પર્વમાં વાસુકી અને તક્ષકને રક્ષક બનાવ્યા એ પ્રમાણે વિઘ્નો દૂર કરવા દેવોની સ્થાપના કરી, તેમાં રંગભૂમિના મધ્યભાગમાં બ્રહ્મા રહ્યા, માટે ત્યાં પુષ્પની વૃષ્ટિ કરવી, પાતાલમાં વસનારા યક્ષો, ગુહ્યકો અને નાગોને રંગભૂમિના નીચેના ભાગના રક્ષક ઠરાવ્યા, નાયકના રક્ષક ઇન્દ્ર, નાયિકાના રક્ષક તરીકે સરસ્વતી, વિદૂષકના રક્ષક તરીકે ૐકાર અને બાકીનાં પાત્રોના રક્ષક શિવ થયા.

"આ નાટ્યગૃહમાં રક્ષ્યસ્થાનો ગણાવ્યાં તેની રક્ષા દેવો કરશે", આવાં બ્રહ્માજીનાં વાક્યો સાંભળી દેવતાઓએ વિનન્તી કરી કે, વિઘ્નગણોને આપ સામથી શાન્ત કરો, કારણકે શત્રુ વશ કરવામાં પ્રથમ સામ વાપરવો અર્થાત્ સાન્ત્વન કરવું, પછી દ્રવ્યદાન કરવું, ત્યારપછી ભેદ કરવો , એ ત્રણેથી વશ ન ન થાય તો દંડ આપવો. એ પ્રમાણે દેવોનાં વચન સાભળી બ્રહ્માએ વિઘ્નગણોને કહ્યું કે, તમે આ નાટ્યને વિઘ્ન શા માટે કરો છો? આ સાંભળી કેટલાએક

દૈત્યોની સાથે રહેલો વિરૂપાક્ષ સાન્ત્વનયુક્ત વચન કહેવા લાગ્યો કે, આપે આ નાટ્યવેદ દેવતાઓ માટે રચ્યો છે અને તે અમારાથી વિરુદ્ધ છે, માટે આપે એમ કરવું ઉચિત નથી, કારણકે જેમ દેવો આપનાથી ઉત્પન્ન થયાછે તેમ દૈત્યો પણ આપથી જ ઉત્પન્ન થયા છે. આ પ્રમાણે વિરૂપાક્ષનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, તમે ક્રોધ કરો નહિ, ખેદને તજી દો, કારણકે તમારાં અને દેવતાઓનાં શુભાશુભ કર્મો વડે થતા જયપરાજય ભજવી બતાવાશે એમ નથી, પણ આખી ત્રિલોકીનાં કર્મોનું અનુકરણ કરી બતાવાશે.

કોઈ પણ શ્રવણ, શિલ્પ, વિદ્યા, કળા, યોગ અથવા ક્રિયા એવી નથી કે જે નાટકમાં ન આવી શકે.

આ નાટક દેવોનું, અસુરોનું, રાજાઓનું અને બ્રહ્મર્ષિઓનું પણ વૃત્તાન્ત બતાવે છે.

આ નાટ્યમંડપમાં યજન કરો, બળિદાન આપો, મન્ત્રોવડે ઔષધિઓનો હોમ કરો, અને ચાર પ્રકારનાં બલિ આપો, તો તમે મૃત્યુલોકમાં પૂજાશો.

રંગભૂમિની પૂજા કર્યા સિવાય તેનાં દર્શન પણ કરવાં નહિ. રંગભૂમિની પૂજા કર્યા સિવાય જે દર્શન કરાવશે તેનું જ્ઞાન નિષ્ફળ થશે, અને પશુયોનિમાં તેનો જન્મ થશે.

આ રંગભૂમિના દેવોનું પૂજન યજ્ઞની બરાબર છે, માટે નાટક ભજવનારાઓએ અવશ્ય યત્નથી કરવું જોઈએ.

જે પુરુષ રંગની પૂજા પોતે કરતો નથી અથવા બીજા પાસે કરાવતો પણ નથી તેનો ક્ષય થાય છે.

જે પુરુષ યથાવિધિ રંગપૂજા કરશે તે શુભ અર્થને તથા સ્વર્ગને પામશે.

આટલું કહી દેવોની સાથે રંગપૂજા કરવા બ્રહ્માજીએ ભરતને આજ્ઞા કરી.

---

## નાટકશાળા.

નાટ્યગૃહ, નાટ્યમંડપ, રંગમંડપ, રંગ અને રંગભૂમિ વગેરે નાટકશાળાના પર્યાય શબ્દો છે.

રંગભૂમિનો આકાર ત્રણ પ્રકારથી થાય છે: લાંબો, ચતુષ્કોણ અને ત્રિકોણ. આ ત્રણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રમાણથી થાય છે.

એકસો આઠ હાથ લાંબો હોય તે ઉત્તમ, ચોસઠ હાથ હોય તે મધ્યમ, અને બત્રીશ હાથ હોય તે કનિષ્ઠ વર્ગનો રંગમંડપ કહેવાયછે.

ઉત્તમ દેવતાઓને માટે, મધ્યમ રાજાઓને માટે અને કનિષ્ઠ મનુષ્યોને માટે કરવા કહેલ છે.

સર્વ પ્રેક્ષાગૃહો ત્રણ પ્રકારનાં થાયછે: વિકૃષ્ટ, ચતુરસ્ર અને ત્રિકોણ.

પ્રેક્ષાગૃહના માપનું પ્રમાણ:—

અણુ, રજ, વાળ, લિક્ષા, યૂકા, યવ, અંગુલ, હસ્ત અને દંડ, આ નવ માપના નામ છે.

| | |
|---|---|
| ૮ અણુ = ૧ રજ. | ૮ યૂકા = ૧ યવ. |
| ૮ રજ = ૧ વાળ. | ૮ યવ = ૧ આંગળ. |
| ૮ વાળ = ૧ લિક્ષા. | ૨૪ આંગળ = ૧ હાથ. |
| ૮ લિક્ષા= ૧ યૂકા. | ૪ હાથ = ૧ દંડ. |

વિકૃષ્ટ નાટ્યમંડપ ચોસઠ હાથ લાંબો અને બત્રીશ હાથ પહોળો કરવો. એથી મ્હોટો કરવાથી પ્રેક્ષકો નાટક બરાબર જોઇ શકતા નથી.

બહુ લાંબો કરવાથી પાત્રોને ઉંચે સ્વરે ગાવું બોલવું પડે છે, અને વખતે તેટલો સૂર ન પહોંચી શકે તો બેસૂરૂ થવા સંભવ રહે છે, વળી લાસ્યમાં થતા ભાવો અને વિવિધ પ્રકારનું નેત્રનું ચલનવલન બધા પ્રેક્ષકોને દૂર પડવાથી યથાસ્થિત દેખાઇ શકતું નથી; માટે બધી રંગભૂમિઓ મધ્ય પ્રમાણમાં કરવી, જેથી ગાયન અને ભાષણ સરખી રીતે સાંભળી શકાય.

દેવોની માનસી સૃષ્ટિ વનો તથા ઉપવનોમાં રહેલી છે, તેમ મનુષ્યના ભાવો દેવના ભાવોથી ઉત્પન્ન થએલા છે, માટે દેવમાં રહેલ ભાવોની સ્પર્ધા કરવી નહિ.

નાટ્યમંડપ બનાવનાર માણસે પ્રથમ ભૂમિની પરીક્ષા કરવી, પછી વાસ્તુશાસ્ત્ર પ્રમાણે પ્રારંભ કરવો.

જ્યાં સરખી, કઠણ, સ્થિર, કાળી અથવા ધોળી જમીન હોય, ત્યાં નાટ્યમંડપ બાંધવો.

દૈત્યોની સાથે રહેલો વિરૂપાક્ષ સાન્ત્વનયુક્ત વચન કહેવા લાગ્યો કે, આપે આ નાટ્યવેદ દેવતાઓ માટે રચ્યો છે અને તે અમારાથી વિરુદ્ધ છે, માટે આપે એમ કરવું ઉચિત નથી, કારણકે જેમ દેવો આપનાથી ઉત્પન્ન થયાછે તેમ દૈત્યો પણ આપથી જ ઉત્પન્ન થયા છે. આ પ્રમાણે વિરૂપાક્ષનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, તમે ક્રોધ કરો નહિ, ખેદને તજી દો, કારણકે તમારાં અને દેવતાઓનાં શુભાશુભ કર્મો વડે થતા જયપરાજય ભજવી બતાવાશે એમ નથી, પણ આખી ત્રિલોકીનાં કર્મોનું અનુકરણ કરી બતાવાશે.

કોઈ પણ શ્રવણ, શિલ્પ, વિદ્યા, કળા, યોગ અથવા ક્રિયા એવી નથી કે જે નાટકમાં ન આવી શકે.

આ નાટક દેવોનું, અસુરોનું, રાજાઓનું અને બ્રહ્મર્ષિઓનું પણ વૃત્તાન્ત બતાવે છે.

આ નાટ્યમંડપમાં યજન કરો, બળિદાન આપો, મંત્રોવડે ઔષધિઓનો હોમ કરો, અને ચાર પ્રકારનાં બલિ આપો, તો તમે મૃત્યુલોકમાં પૂજાશો.

રંગભૂમિની પૂજા કર્યા સિવાય તેનાં દર્શન પણ કરવાં નહિ. રંગભૂમિની પૂજા કર્યા સિવાય જે દર્શન કરાવશે તેનું જ્ઞાન નિષ્ફળ થશે, અને પશુયોનિમાં તેનો જન્મ થશે.

આ રંગભૂમિના દેવોનું પૂજન યજ્ઞની બરાબર છે, માટે નાટક ભજવનારાઓએ અવશ્ય યત્નથી કરવું જોઇએ.

જે પુરુષ રંગની પૂજા પોતે કરતો નથી અથવા બીજા પાસે કરાવતો પણ નથી તેનો ક્ષય થાય છે.

જે પુરુષ યથાવિધિ રંગપૂજા કરશે તે શુભ અર્થને તથા સ્વર્ગને પામશે.

આટલું કહી દેવોની સાથે રંગપૂજા કરવા બ્રહ્માજીએ ભરતને આજ્ઞા કરી.

---

## નાટકશાળા.

નાટ્યગૃહ, નાટ્યમંડપ, રંગમંડપ, રંગ અને રંગભૂમિ વગેરે નાટકશાળાના પર્યાય શબ્દો છે.

રંગભૂમિનો આકાર ત્રણ પ્રકારથી થાય છે: લાંબો, ચતુષ્કોણ અને ત્રિકોણ. આ ત્રણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રમાણથી થાય છે.

એકસો આઠ હાથ લાંબો હોય તે ઉત્તમ, ચોસઠ હાથ હોય તે મધ્યમ, અને બત્રીશ હાથ હોય તે કનિષ્ઠ વર્ગનો રંગમંડપ કહેવાયછે.

ઉત્તમ દેવતાઓને માટે, મધ્યમ રાજાઓને માટે અને કનિષ્ઠ મનુષ્યોને માટે કરવા કહેલ છે.

સર્વ પ્રેક્ષાગૃહો ત્રણ પ્રકારનાં થાયછે: વિકૃષ્ટ, ચતુરસ્ર અને ત્રિકોણ.

પ્રેક્ષાગૃહના માપનું પ્રમાણ:—

અણુ, રજ, વાળ, લિક્ષા, યૂકા, યવ, અંગુલ, હસ્ત અને દંડ, આ નવ માપના નામ છે.

| | |
|---|---|
| ૮ અણુ = ૧ રજ. | ૮ યૂકા = ૧ યવ. |
| ૮ રજ = ૧ વાળ. | ૮ યવ = ૧ આંગળ. |
| ૮ વાળ = ૧ લિક્ષા. | ૨૪ આંગળ = ૧ હાથ. |
| ૮ લિક્ષા = ૧ યૂકા. | ૪ હાથ = ૧ દંડ. |

વિકૃષ્ટ નાટ્યમંડપ ચોસઠ હાથ લાંબો અને બત્રીશ હાથ પહોળો કરવો. એથી મ્હોટો કરવાથી પ્રેક્ષકો નાટક બરાબર જોઇ શકતા નથી.

બહુ લાંબો કરવાથી પાત્રોને ઉંચે સ્વરે ગાવું બોલવું પડે છે, અને વખતે તેટલો સૂર ન પહોંચી શકે તો બેસૂરૂ થવા સંભવ રહે છે, વળી લાસ્યમાં થતા ભાવો અને વિવિધ પ્રકારનુ નેત્રનું ચલનવલન બધા પ્રેક્ષકોને દૂર પડવાથી યથાસ્થિત દેખાઇ શકતું નથી; માટે બધી રંગભૂમિઓ મધ્ય પ્રમાણમાં કરવી, જેથી ગાયન અને ભાષણ સરખી રીતે સાંભળી શકાય.

દેવોની માનસી સૃષ્ટિ વનો તથા ઉપવનોમાં રહેલી છે, તેમ મનુષ્યના ભાવો દેવના ભાવોથી ઉત્પન્ન થએલા છે, માટે દેવમાં રહેલ ભાવોની સ્પર્ધા કરવી નહિ.

નાટ્યમંડપ બનાવનાર માણસે પ્રથમ ભૂમિની પરીક્ષા કરવી, પછી વાસ્તુ-શાસ્ત્ર પ્રમાણે પ્રારંભ કરવો.

જ્યાં સરખી, કઠણ, સ્થિર, કાળી અથવા ધોળી જમીન હોય, ત્યાં નાટ્ય-મંડપ બાંધવો.

નાટ્યમંડપમાં બે વિભાગ રાખવા અને તેનો આકાર પર્વતની ગુફા જેવો કરવો, જેમાં પવન મંદ આવી શકે, જેથી અવાજ ગંભીર સંભળાય તેમજ વાજાંઓનો નાદ પણ ગંભીર સંભળાય.

ભીંતો તૈયાર થયા પછી તેને કળીચૂનાથી શ્વેત અને સાફ કરાવી તે ઉપર સ્ત્રી, પુરુષો, લતાઓ, મહાપુરુષોનાં ચરિત્રો વગેરેનાં વિવિધ પ્રકારે ચિત્રો ચિતરવાં.

ચતુષ્કોણ નાટ્યમંડપ —ચોતરફ બત્રીશ બત્રીશ હાથ જમીન માપી શુદ્ધ ભૂમિમાં કરવો, તેમાં વિકૃષ્ટ નાટ્યમંડપમાં બતાવેલ રીતિ કરવી, દોરીથી ચારે ખૂણા સરખા માપી, બહારથી ઇટો વડે ભીંતો ચણવી અને તેની અંદર યથાવિધિ રંગપીઠ કરવું. તેની ચોતરફ શોભા માટે સુંદર સ્તંભો મૂકવા.

થાંભલાઓની બહાર પ્રેક્ષકોને બેસવા માટે બેઠક પગથીઆંના આકારની દરેક એક એક હાથ ઊંચી લાકડાંથી અથવા ઇટોથી ચણીને મજબૂત કરવી, કે જ્યાંથી રંગપીઠ બરાબર જોઇ શકાય.

બેઠકની જગ્ગોએ પણ સરખે અંતરે બીજા ૭ થાંભલા મૂકવા, તેની ઉપર ખોલેલ મોઢીયાંવાળી એક પાટડી મૂકવી, તેના ઉપર બીજા ન્હાના આઠ થાંભલા પાટડીનાં મોઢીયાંમાં બેસતાં કરીને ઉપરના મંડપને ધારણ કરવા માટે મૂકવા, અને તેને પણ પૂતળીઓ મૂકી શોભાવવા.

ત્યારપછી નેપથ્યગૃહ કરવું, તેમાંથી રંગપીઠમાં આવવાનું એક બારણું મૂકવું, સાધારણ માણસોને જવા માટે તેની સામું બીજું બારણું મૂકવું અને એ બીજું બારણું રંગભુમિ સામું હોવું જોઇએ.

રંગપીઠનું પ્રમાણ ચોરસ આઠ હાથનું કરવું, તે સરખું રાખવું, તેમાં એક વેદિકા કરવી, તેની પડખે આઠ હાથની મત્તવારણી કરવી અને તેને ચાર થાંભલા મૂકવા.

રંગશીર્ષ પ્રેક્ષકની બેઠકથી લાંબા રંગમંડપમાં ઊંચું અને ચોખંડા રંગમંડપમાં સરખું કરવું.

ત્રિકોણ નાટ્યમંડપ ત્રણ ખૂણાવાળો કરવો, તેની મધ્યમાં રંગપીઠ કરવું, તેનું બારણું ખૂણા ઉપર મૂકવુ, બીજું બારણું રંગપીઠની પછવાડે મૂકવું, એ રંગમંડપની આગળ ભીંતો તથા થાંભલાને આશ્રય આપવા માટે પાટડી નાંખવી.

# रंगदेवतापूजन.

સુંદર અને સર્વ લક્ષણયુક્ત નાટ્યગૃહ કર્યા પછી તેમાં ગાયો તથા મંત્ર-જપ કરનાર બ્રાહ્મણોને સાત દિવસ રાખવા, ત્યારપછી નાટ્યગૃહ અને રંગ-પીઠમાં વાસ કરવો.

રાત્રિ સમયે મંત્ર વડે પવિત્ર કરેલ જળથી સ્નાન કરી, ધોએલ શુદ્ધ વસ્ત્ર પહેરી, યોગ્ય સ્થાનમાં આવી, દીક્ષા ગ્રહણ કરી, નિયમમાં તત્પર થઈ વિરામ ઉપવાસ કરેલ નાયકે દેવોને નમસ્કાર કરવા.

પ્રથમ સર્વના કારણભૂત મહાદેવને નમસ્કાર કરી, પછી બ્રહ્મા, વિષ્ણુ, ઈન્દ્ર, કાર્તકેય, સરસ્વતી, લક્ષ્મી, સિદ્ધિ, મેધા, ધૃતિ, મતિ, સોમ, સૂર્ય, વાયુ, લોકપાલ, અશ્વિનીકુમાર, મિત્ર, અગ્નિ, સ્વર, વર્ણ, રુદ્ર, કાળ, કલિ, મૃત્યુ, દૈવ, કાળદંડ, સુદર્શન, વાસુકી, વજ્ર, વિદ્યુત્, સમુદ્રો, ગંધર્વો, અપ્સરાઓ, મુનિઓ, નાટ્યકુમારિકાઓ, ગામનો મ્હોટો પટેલ, યક્ષો, ગુહ્યકો, ભૂતો અને બાકીના દેવર્ષિઓને હાથ જોડી નમસ્કાર કરી પોતપોતાના સ્થાનમાં રહેલા તે દેવોનું આવાહન અને સ્તુતિ કરી કહેવું કે, "હે દેવો! રાત્રિને વખતે તમારે તમારા ભૃત્યો સહિત પધારી અમારી સહાયતા કરવી".

એ પ્રમાણે કહી સર્વની એક સ્થાનમાં પૂજા કરી વાદ્યની પૂજા કરવી, અને નાટકની પ્રસિદ્ધિ થવા માટે જર્જરધ્વજની પૂજા કરી સ્તુતિ કરવી કે, "હે દાન-વોનો નાશ કરનાર! તમે ઈન્દ્રનું ઉત્તમ હથિયાર છો, સર્વ દેવો તમને નમસ્કાર કરેછે; હે સર્વ વિઘ્નોના નાશ કરનાર! રાજાનો વિજય કરો, શત્રુ-ઓનો પરાજય કરો, ગોબ્રાહ્મણનું કલ્યાણ કરો અને નાટકની વૃદ્ધિ કરો." એ રીતે કહી યથાયોગ્ય તેને નાટ્યમંડપમાં મૂકવો, સવાર પડવા આવે ત્યારે પૂજાનો ઉપક્રમ કરવો.

રંગપૂજન.—આર્દ્રા, મઘા, ભરણી, પૂર્વા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદા, અશ્લેષા અને મૂળ નક્ષત્રને વિષે કરવું.

સાયંકાળે ભૂત દેવતાના ભયંકર મુહૂર્ત વખતે આચમન કરી દેવતાઓને માટે રાતી માળાઓ, સૂત્ર, ઉત્તમ લાલ સુગન્ધી પદાર્થ, રાતાં પુષ્પ, રાતાં ફળ, જવ, સરસવ, સેકેલી શાળ, આખા ચોખ નાગપુષ્પનાં મૂળ, અથવા કાંગથી સ્થાન આળેખવું અને નાટ્યમંડપ પણ યથાવિધિ સ્થાન પ્રમાણે ચોતરફ સોળ

હાથ માપીને કાઢવો, તેમાં ચોતરફ બારણાં કાઢવાં, તેના મધ્યમાં એક ઉભી અને એક આડી એમ બે રેખા કરવી, એમાં કહ્યા મુજબ દેવોનુ સ્થાપન કરવુ.

મધ્ય ભાગમાં કમલાસન ઉપર બેઠેલા બ્રહ્માનું સ્થાપન કરી, પ્રથમ યથાયોગ્ય ભૂતગણો સહિત શંકરનું સ્થાપન કરવુ, પછી વિષ્ણુ, ઇન્દ્ર, કાર્તિકેય, સૂર્ય, અશ્વિનીકુમાર, ચન્દ્ર, સરસ્વતી. લક્ષ્મી, શ્રદ્ધા અને મેધાનું પૂર્વ દિશામાં સ્થાપન કરવું. અગ્નિકોણમાં સ્વાહાએસહિત અગ્નિનું સ્થાપન કરવું. દક્ષિણ દિશામાં વિશ્વેદેવા, ગન્ધર્વો, રૂદ્રો, સર્પો, યમ અને ભૃત્યો સહિત મિત્રદેવનુ સ્થાપન કરવું, નૈઋત્યમાં પિતૃ, પિશાચ, સર્પ, ગુહ્યક, રાક્ષસો અને ભૂતોનું સ્થાપન કરવુ, પશ્ચિમમાં સમુદ્રો અને વરુણનુ, વાયવ્યમા સાત વાયુ અને પક્ષીઓ સહિત ગરુડનુ સ્થાપન કરવું, ઉત્તરમા કુબેર, નાટ્યમાતૃકાઓ અને ગણો સહિત યક્ષોનુ સ્થાપન કરવુ, દક્ષિણ સ્તંભમા સનત્કુમાર અને દક્ષનું તથા ઉત્તર સ્તભમાં મ્હોટા પટેલોનુ પૂજાને માટે સ્થાન કરવું.

દેવતાઓનુ શ્વેત ચદનઅને શ્વેત પુષ્પથી પૂજન કરવું, ગન્ધર્વ, અગ્નિ તથા સૂર્યને રક્ત પુષ્પ અને રક્ત ચદન અર્પણ કરવું, એ રીતે યથાયોગ્ય અનુક્રમે ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અર્પણ કરી પૂજા કરવી, તેમાં બ્રહ્માને મધુપર્કથી, સરસ્વતીને પાયસાન્નથી, શિવ, વિષ્ણુ અને ઇન્દ્રાદિ દેવોને લાડુથી, અગ્નિને ઘૃતથી, ચન્દ્ર સૂર્યને ગોળ અને ભાતથી, ગધર્વો સહિત વિશ્વેદેવા તથા મુનિઓને પાયસાન્નથી, યમ તથા મિત્રદેવને પુડલા અને લાડુથી, પિતૃ, પિશાચ અને સર્પોને ઘીદૂધથી, રાક્ષસોને પકવાન્ન તથા માસથી અને બાકીના દેવોને પુડલા તથા શીંગોડાના પદાર્થોથી, સમુદ્રો તથા નદીઓને મત્સ્ય અને સારાં ભોજનથી, વરુણદેવને ઘી તથા પાયસાન્નથી, મુનિઓને નાના પ્રકારના મૂળ, ફળો વગેરેથી, વાયુ અને પક્ષીઓને વિચિત્ર ભક્ષ્યોથી અને નાટ્યમાતાઓને મહાન દેવોને યોગ્ય ભક્ષ્યોથી પ્રસન્ન કરવા

આ પ્રમાણે વિવિધ પ્રકારના ભોજનયુક્ત બળિદાન મંત્રો વડે કરવું.

ઉપર કહેલ સર્વ દેવોને બળિદાન ગ્રહણ કરવાની સ્તુતિ કર્યા પછી મૂળાક્ષરે આગળેલો પાણી ભરેલો ઘડો રંગમંડપની વચ્ચે સ્થાપન કરી, તેની અંદર સોનુ નાખી તેમા અનુક્રમે સર્વ દેવોનુ પૂજન કરી, પછી જર્જરધ્વજનુ પૂજન કરવુ, જેથી વિઘ્નો નાશ પામે એ જર્જરધ્વજના શિર પર્વનેશ્વેત વસ્ત્રથી વીંટવું, રૌદ્ર પર્વને કાળું વસ્ત્ર, વિષ્ણુ પર્વને પીળુ વસ્ત્ર, સ્કદ પર્વને રાતુ વસ્ત્ર અને શેષ

પર્વને ચિત્રવસ્ત્ર આરોપણ કરવું, તેમજ ગંધ, પુષ્પ અને ધૂપ પણ યથાયોગ્ય અર્પણ કરવાં, પછી વાદ્યોને વસ્ત્રથી ઢાંકવાં અને તેની પણ ગંધ પુષ્પ આદિથી પૂજા કરવી.

એ પ્રમાણે ક્રિયા થઇ રહ્યા પછી વિઘ્નો દૂર કરવા માટે જર્જરધ્વજની નીચે પ્રમાણે સ્તુતિ કરવી :—

"હે મહાવીર્ય! તને બ્રહ્માદિ દેવોએ વિઘ્નો દૂર થવા માટે નિર્માણ કરેલ છે, સર્વ દેવો સહિત બ્રહ્મા તારા શિરનું રક્ષણ કરો, તારા બીજા પર્વનું મહાદેવ, ત્રીજાનું વિષ્ણુ, ચોથાનું કાર્તિકેય અને પાંચમા પર્વનું સર્પો નિરંતર રક્ષણ કરો, તું કલ્યાણરૂપ થા, અમારા સર્વ શત્રુઓનો નાશ કર તથા રાજાઓનો જય અને અભ્યુદય કર".

જર્જરધ્વજની પૂજા કરી, સર્વને બળિદાન આપી, મંત્રપૂર્વક અગ્નિમાં હોમ કરવો. પ્રદીપ્ત અગ્નિવડે હોમ કર્યા પછી રાજા અને નર્તકીઓને જળથી માર્જન કરવું, કારણકે તે કાન્તિને વધારનારૂં છે.

ત્યારપછી સર્વ વાદ્યો વગાડી ફરીથી પણ મંત્રથી પવિત્ર થએલા જળે તેમને માર્જન કરી આશીર્વાદ આપવો કે, "તમે મ્હોટા કુળમાં જન્મ્યા છો, ગુણોથી અલંકૃત છો, તમારો જન્મજ ગુણયુક્ત છે માટે તે ગુણ તમને નિરંતર રહો, સરસ્વતી, ધૃતિ, મેધા, લજ્જા, શ્રી, લક્ષ્મી અને મતિ એ માતાઓ સિદ્ધિ આપી તમારૂં રક્ષણ કરો."

મંત્ર પૂર્વક હોમ કર્યા પછી નાટ્યાચાર્યે યત્ન પૂર્વક પ્રથમ સ્થાપન કરેલો કુંભ ફોડવો, કુંભ ન ફુટે તો રાજાને શત્રુથી ભય ઉત્પન્ન થાય, અને ફુટે તો શત્રુઓનો નાશ થાય.

કુંભ ફોડ્યા પછી નાટ્યાચાર્યે હાથમાં સળગાવેલી દીવી લઇ રંગમંડપમાં રોશની કરવી, દારૂખાનું ફોડવું, બ્રાહ્મણોને આનંદથી કુદાવવા, શંખ, નગારાં અને મૃદંગ વગડાવવાં, તેની સાથે રંગભૂમિમાં યુદ્ધ કરાવવું. તેમાં કોઇને વાગે, હાથ પગ ભાંગે, લોહી નિકળે અથવા કોઇનું અંગ કપાય તો તે રંગમંડપના સ્વામીને, તે શેહેરને, બાળકોને, વૃદ્ધોને તેમજ દેશને પણ કલ્યાણકારક છે અને તે ઇષ્ટ છે; અન્યથા અનિષ્ટ છે, તેમાં દેવનો વાસ હોતો નથી, તેમજ નાટકનું અને રાજાનું અનિષ્ટ કરનારો છે.

જે પુરુષ ઉપર દર્શાવેલ વિધિનો ત્યાગ કરી પોતાની મરજી મુજબ વર્તે છે, તે તુરત નાશ પામે છે અને પશુયોનિમાં અવતરે છે.

આ રંગભૂમિના દેવોનું પૂજન યજ્ઞની તુલ્ય માન્યું છે, માટે તેનું પૂજન કર્યા સિવાય નાટક જોવું નહિ, કારણ કે આપણે દેવોની પૂજા કરીએ તો તેઓ આપણી પૂજા કરે, તેમનું સન્માન કરવાથી તેઓ આપણું સન્માન કરે, માટે રંગદેવતાપૂજન અવશ્ય કરવું.

આ રીતે પૂજન કરવાથી વાયુએ પ્રદીપ્ત કરેલો અગ્નિ રંગભૂમિને બાળતો નથી, જેથી શાસ્ત્રને જાણનાર નમ્ર અને પવિત્ર નાટ્યાચાર્યે રંગપૂજન કરવા ચૂકવું નહિ.

જે પુરુષ ઉદ્વિગ્ન મનથી અન્ય સ્થાનમાં બલિ આપે છે, તથા મંત્રરહિત હોમ કરે છે તે પ્રાયશ્ચિત્તવાળા થાય છે.

આ રંગદેવતાપૂજનવિધિ નાટ્યાચાર્યે નવીન બનાવેલ નાટ્યગૃહમાં જ કરવાનો છે.

---

## संगीत.

ગીત (ગાન), વાદ્ય અને નૃત્ય એ ત્રણ મળી સંગીત કહેવાય છે.

ગાન માત્રનું કારણ સ્વર હોવાથી પ્રથમ તેનું વર્ણન કરવામાં આવે છે.

### स्वर.

સ્વરની ઉત્પત્તિ નાદથી થાય છે, જીવાત્મા જ્યારે બોલવાની ઇચ્છા કરે છે ત્યારે પ્રથમ મનને પ્રેરણા થાય છે, મન એ શરીરમાં રહેલા અગ્નિને પ્રેરણા કરે છે અને અગ્નિ એ શરીરમાં રહેલા પવનને પ્રેરે છે, તે પવન પ્રથમ નાભિસ્થાનથી ઉત્પન્ન થઇ પછી અનુક્રમે હૃદય, કંઠ અને શીર્ષમાં ગતિ કરી છેવટ મુખદ્વારા ધ્વનિરૂપે પ્રગટ થાય છે.

એ નાભિથી ઉત્પન્ન થતા ધ્વનિના સૂક્ષ્મ રૂપને "નાદ" એમ કહે છે, ગાયનશાસ્ત્રમાં તેના ત્રણ ભેદ માન્યા છેઃ—

૧. મન્દ્ર.     ૨. મધ્ય.     ૩. તાર.

હૃદયમાં ઉત્પન્ન થતા નાદને મન્દ્ર, કંઠમાં ઉત્પન્ન થતા નાદને મધ્ય અને શીર્ષમાં ઉત્પન્ન થતા નાદને તાર કહે છે. તેમાં ઉત્તરોત્તર મન્દ્રથી મધ્યનું ઉચ્ચારણ બમણા પ્રયત્નથી થાય છે અને મધ્યથી તારનું ઉચ્ચારણ કરતાં બમણો પ્રયત્ન લાગે છે.

## શ્રુતિ.

નાદના બાવીશ ભેદ છે અને તે સાંભળવાને યોગ્ય હોવાથી તે ભેદોને શ્રુતિ એવું નામ આપવામાં આવ્યું છે, તેને માટે નિઃશંક શાર્ઙ્ગદેવ કહે છે કે, तस्य द्वाविंशति भेदाः श्रवणाच्छ्रुतयो मताः જો કે શ્રવણયોગ્યતા તો તાન આદિ વડે થતા અનુકરણનાત્મક દીર્ઘસ્વરને પણ વિદ્યમાન છે, તોપણ આ ઠેકાણે મારૂતાદિવડે તાડન થવા પછીના બીજાજ ક્ષણમાં ઉત્પન્ન થતા શ્રવણયોગ્ય ધ્વનિનેજ શ્રુતિ નામ આપ્યુંછે, પણ અનુરણનાત્મક ધ્વનિને શ્રુતિ એ શબ્દનો વ્યવહાર લાગુ થતો નથી.

ધ્વનિના બાવીશ ભેદ શામાટે થાયછે, તેના કારણમાં શાર્ઙ્ગદેવ લખે છે કે, હૃદયના ઉર્ધ્વભાગમાં ઇડા અને પિંગલા એવી બે નાડીઓ આવેલી છે, તે બેને બીજી બાવીશ નાડીઓ ઉત્તરોત્તર સંલગ્ન થયેલી છે, તે નાડીઓને જ્યારે નાભિસ્થ પવન લાગે છે ત્યારે તે તે નાડીના સ્થાનમા અનુક્રમે મન્દ્ર, મધ્ય અને તાર સ્વર ઉત્પન્ન થાય છે અને તેમાં મન્દ્રસ્થાન જે હૃદય છે તેમાં રહેલી પ્રથમ નાડીમાં ઉત્પન્ન થયેલી શ્રુતિ (શબ્દ) અતિ ધીમી હોય છે અને બીજી નાડીમાં ઉત્પન્ન થનારી શ્રુતિ તેથી સહજ ઉંચી હોય છે, એમ ઉત્તરોત્તર જાણી લેવું.

एवं कंठे तथा शीर्षे श्रुतिर्द्वाविंशतिर्मता એ પ્રમાણે કંઠ જે મધ્યનાદનુ સ્થાન છે તેમાં અને શીર્ષ જે તારનાદનું સ્થાન છે તેમાં પણ જાણી લેવું અને એ ત્રણે સ્થાનમાં થઇને બાવીશ શ્રુતિ થાયછે એમ નિ:શંક શાર્ઙ્ગદેવ કહે છે, જેનું કોષ્ઠક ગ્રામની સાથે આપવામાં આવ્યુ છે.

ઉપર કહ્યા પ્રમાણે શરીરની અંદર રહેલી નાડીઓને આધારે શ્રુતિભેદ થાય છે, પરંતુ તે પરોક્ષ હોવાને લીધે જાણી શકાતી નથી, માટે તેને પ્રત્યક્ષ જાણવા અર્થે બે વીણા બનાવવી અને તે દરેકને બાવીશ બાવીશ તાર બાંધવા જેને માટે સંગીતરત્નાકરમાં કહ્યુ છે કે:—

व्यक्तये कुर्महे तासां, वीणाद्वन्द्वे निदर्शनम् ।
द्वे वीणे सदृशौ कार्ये, यथा नादः समो भवेत् ॥
तयोर्द्वाविंशतिस्तन्त्र्यः, प्रत्येकं तासु चादिमा ।
कार्या मन्द्रतमध्वाना, द्वितीयोच्च ध्वनिर्मनाक् ॥

તારોની અંદર પ્રથમનો તાર અત્યંત મન્દ્ર (ધીમો) ધ્વનિવાળો કરવો કે જે શિથિલ બાંધવાથી થાય છે, બીજો તાર તેથી ઉચ્ચ ધ્વનિવાળો કરવો, ત્રીજો તેથી પણ ઉચ્ચ ધ્વનિવાળો કરવો અને એ રીતે ઉત્તરોત્તર બધા તારો એક બીજાથી ઉચ્ચ-ધ્વનિવાળા થાય તેમ થોડા થોડા તાણીને બાંધવા, વળી એક તારથી બીજા તારનું અંતર એવું રાખવું કે પૂર્વ અને ઉત્તર તારમાં જે શ્રુતિ ઉત્પન્ન થાય છે તેની મધ્યમાં બીજી કોઇ શ્રુતિનું શ્રવણ થઇ શકે નહિ.

શરીરને વિષે જેમ ઉપર ઉપરની ઉચ્ચ શ્રુતિ ઉત્પન્ન થાય છે તેમ વીણાની અંદર નીચે નીચે ઉચ્ચ શ્રુતિ ઉત્પન્ન થાય છે અને તે સ્થાનમાં તાડન કરવાથી થએલો જે શબ્દ તેને શ્રુતિ કહે છે. જેને માટે કહ્યું છે કે :—" अधराधरतीव्रास्तास्तज्जो नादः श्रुतिर्मत "

સંગીતરત્નાકરમાં કહ્યું છે કે—" श्रुतिभ्यः स्युः स्वराः षड्जर्षभगान्धारमध्यमाः; पञ्चमो धैवतश्चाथ, निषाद इति सप्त ते." ઉપર કહેલી બાવીશ શ્રુતિથી સાત સ્વરો ઉત્પન્ન થાય છે અને તેનાં ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત તથા નિષાદ એવાં નામો છે.

દરેક સ્વરનાં નામ તેના અર્થને અનુસરીને પાડવામાં આવ્યાં છે; જેમ કે, षण्णा स्वराणा जनकः, षड्भिर्वाजन्यते स्वरैः; षड्भ्यो वा जायतेऽङ्गेभ्य षड्ज इत्यभिधीयते. છ સ્વરોને પ્રકાશિત કરેછે, અથવા અંગભૂત એવા છ સ્વરોવડે પ્રકાશિત થાય છે, અથવા નાસિકા, કંઠ, ઉર, તાલુ, જીભ અને દાંત એ છ અંગોથી ઉત્પન્ન થાય છે માટે તેને "ષડ્જ" એમ કહેછે, એ રીતે દરેક સ્વરોનાં નામ સહેતુક છે.

એ સ્વરોને સંક્ષેપમાં બોલવા માટે સ, રી, ગ, મ, પ, ધ, નિ, એવી સંજ્ઞા આપવામાં આવી છે.

તેના લક્ષણ માટે કહ્યું છે કે—" श्रुत्यनन्तरभावी यः, स्निग्धोऽनुरणनात्मकः, स्वतो रञ्जयति श्रोतृचित्त स स्वर उच्यते" શ્રુતિથી અનંતર ઉત્પન્ન થનારો, રૂક્ષતા

વિનાનો, કોઈ સહાયક કારણ સિવાય શ્રોતાઓના ચિત્તને ખુશ કરનાર અનુરણનાત્મક જે ધ્વનિ તેને "સ્વર" કહે છે.

એ સાત સ્વરોના સ્વરૂપજ્ઞાન માટે મોર વિગેરે પ્રાણીઓનું ઉદાહરણ આપવામાં આવેલછે કે જે સ્વરો તે તે પ્રાણીઓના સ્વાભાવિક હોવાથી સ્વરોનું ખરૂ સ્વરૂપ બતાવી આપે છે. જેમકે "मयूर चातकच्छाग क्रौञ्चकोकिलर्दुराः, गजश्च सप्त षड्जादीन्क्रमादुच्चारयन्त्यमी" મોર ષડ્જ, ચાતક ઋષભ, બકરો ગાંધાર, ક્રૌંચપક્ષી મધ્યમ, કોયલ પંચમ, દેડકો ધૈવત અને હાથી નિષાદ સ્વર બોલે છે.

ઉપર કહેલા સાત સ્વરોના શ્રુતિભેદથી થતા બીજા ચાર પેટા ભેદ છેઃ ૧ વાદી, ૨ સંવાદી, ૩ વિવાદી, ૪ અનુવાદી.

જે પ્રધાનપણે રાગનો પ્રતિપાદક હોય તે "વાદી," અને જે બે સ્વરોને પરસ્પર પોતાની શ્રુતિ છોડીને નવ અથવા તેર શ્રુતિનું અંતર હોય તે બે સ્વરો ષડ્જ ગ્રામમાં 'સંવાદી" ગણાય છે. જેમકે ષડ્જ અને પંચમ, ઋષભ અને ધૈવત, ગાંધાર અને નિષાદ તથા ષડ્જ અને મધ્યમ એમ ભરતનું કહેવું છે; સંગીતરત્નાકરમાં બાર અથવા આઠ શ્રુતિનું જેને પરસ્પર અંતર હોય તેને પણ "સંવાદી" કહેલ છે, જેમકે "श्रुतयो द्वादशाष्टौ वा ययोरन्तरगोचराः मिथः संवादिनौ तौ स्त." વળી તેનું લક્ષણ આપતાં શાર્ઙ્ગદેવ કહે છે કે, સંવાદીસ્વર તે કે જે વાદીસ્વરે રાગનુ રાગત્વ ઉત્પન્ન કર્યું હોય તેનો નિર્વાહ કરે, એ રીતે તેના નામનો અર્થ છે.

વિવાદી સ્વર તે કે જે વાદ્યાદિકવડે ઉત્પન્ન કરેલા આનંદનો વિનાશક હોય એ રીતે તેના નામનો અર્થ છે, વળી જે સ્વરોને પરસ્પર પોતાની શ્રુતિ છોડીને વિશ શ્રુતિનું અંતર હોય તે "વિવાદી" જેમ ગાંધાર ઋષભ, ધૈવત નિષાદ.

એ પ્રમાણે વાદી, સંવાદી અને વિવાદી સિવાયના બાકી રહ્યા તે બધા "અનુવાદી," તેના નામનો અર્થ એ થાય છે જે "વાદી અને સંવાદી સ્વરે જે અનુરક્તિ ઉત્પન્ન કરી હોય તેને અનુકૂલ થનાર" જેમકે—ઋષભ સ્વરને મધ્યમ, પંચમ અને નિષાદ સ્વરો અનુવાદી છે, એ રીતે ગાંધારના મધ્યમ, પંચમ, ધૈવત,—મધ્યમના ધૈવત, પંચમ, નિષાદ —પંચમના ધૈવત, ષડ્જ—ધૈવતના ષડ્જ, મધ્યમ, પંચમ, એ ષડ્જગ્રામમાં સમજવું.

એ પ્રમાણે મધ્યમ ગ્રામમાં પણ મધ્યમના પંચમ, ધૈવત, નિષાદ—પંચમના ઋષભ, ષડ્જ, ગાંધાર—ધૈવતના ષડ્જ, ઋષભ, ગાંધાર—નિષાદના ષડ્જ, ઋષભ, ગાંધાર.

સ્વરોની અંદર વાદીસ્વર મુખ્ય હોવાથી રાજા કહેવાય છે, સંવાદીસ્વર વાદીસ્વરને અનુસરનારો હોવાથી અમાત્યરૂપ ગણાય છે, વિવાદીસ્વર વિરૂદ્ધ હોવાથી શત્રુરૂપ ગણાય છે અને અનુવાદીસ્વર વાદી અને સંવાદી સ્વરને અનુસરનારો હોવાથી ભૃત્યતુલ્ય ગણાય છે.

सरी वीरेऽद्भुते रौद्रे, धो बीभत्से भयानके।
कार्यौ गनीतु करुणे, हास्यशृङ्गारयोर्मपौ ॥

વીરરસમાં ષડ્જ અને ઋષભ સ્વર કરવા, તેમજ અદ્‌ભુત અને રૌદ્ર રસમાં પણ ષડ્જ અને ઋષભસ્વર કરવા, બિભત્સ અને ભયાનક રસમાં ધૈવત સ્વર, કરૂણમાં ગાંધાર અને નિષાદ સ્વર તથા હાસ્ય અને શૃંગાર રસમાં મધ્યમ અને પંચમ સ્વર કરવા.

"क्रमादनुष्टुब्गायत्री त्रिष्टुप् च बृहती तत ।
पङ्क्तिरुष्णिक् च जगतीत्याहुश्छन्दांसि सादिषु ॥"

અનુક્રમે ષડ્જ સ્વરમાં અનુષ્ટુપ્ છન્દ, ઋષભ સ્વરમા ગાયત્રી છન્દ ગાંધાર સ્વરમા ત્રિષ્ટુપ્ છન્દ, મધ્યમ સ્વરમાં બૃહતી છન્દ, પચમ સ્વરમ પક્તિ છન્દ, ધૈવત સ્વરમાં ઉષ્ણિક્ છન્દ અને નિષાદ સ્વરમા જગતિ છન્ યોજવો.

———

## ग्राम.

જેમ જનસમૂહને "ગ્રામ" એવું નામ આપવામાં આવે છે તેમ સ્વરસમૂહને પણ "ગ્રામ" એ નામ આપવામાં આવ્યુ છે, " ग्राम स्वरसमूह स्यात् " પરતુ સ્વરસમૂહને જ ગ્રામ કહેવાથી લૌકિક અને વૈદિક વાક્યોની અંદર પણ એ લક્ષણની અતિવ્યાપ્તિ થઇ જવાના ભયથી " मूर्छनादे समाश्रय " મૂર્છના, તાન, વર્ણ, અલકાર અને શ્રુતિ વિગેરેનો આશ્રય કરનાર એવો જે સ્વરસમૂહ તેને જ "ગ્રામ" નામ આપવુ યોગ્ય છે એ ગ્રામ બે છે, કારણકે સ્વરોના બેજ

પ્રકાર છે: ૧ શુદ્ધ, ૨ વિકૃત. તેમાં શુદ્ધ સ્વરનો આશ્રય કરનાર "ષડ્જ ગ્રામ" અને વિકૃત સ્વરનો આશ્રય કરનાર "મધ્યમ ગ્રામ" કહેવાય છે.

---

# श्रुति कोष्टक.

| ગ્રામ | સ્વર. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ષડ્જ ગ્રામ ... મૂર્છના સંખ્યા. | ષડ્જ. ૪ | ઋષભ. ૩ | ગાંધાર. ૨ | મધ્યમ. ૪ | પંચમ ૪ | ધૈવત ૩ | નિષાદ. ૨ | ૨૨ |
| મધ્યમ ગ્રામ. મૂર્છના સંખ્યા. | ૪ | ૩ | ૨ | ૪ | ૩ | ૪ | ૨ | ૨૨ |

## मूर्छना.

क्रमात्स्वराणां सप्तानामारोहश्चावरोहणम् ।
मूर्छनेत्युच्यते ग्रामद्वये ताः सप्त सप्त च ॥

અનુક્રમે. શુદ્ધ એવા સાત સ્વરોનો જે આરોહ (ઊંચે ચઢાવવું) અને અવરોહણ (નીચે ઉતારવું) તેને મૂર્છના કહે છે અને તે મૂર્છના બન્ને ગ્રામમાં સાત સાત છે અર્થાત્ બે ગ્રામમાં મળીને ચૌદ છે.

ભરત પણ મૂર્છનાનું લક્ષણ લખતાં કહે છે કે—"क्रमयुक्ता स्वराः सप्त, मूर्छनास्त्वभिसंज्ञिताः" આ લક્ષણનો અર્થ પણ ઉપર પ્રમાણે જ છે, જો કે આરોહ અવરોહ પદ સ્પષ્ટ લખ્યું નથી પણ ક્રમ શબ્દથી તેને જાણી લેવા એવો ગ્રન્થકારનો આશય છે.

ષડ્જગ્રામમાં ઉત્તરમન્દ્રા, રજની, ઉત્તરાયતા, શુદ્ધ ષડ્જા, મત્સરીકૃતા, અશ્વક્રાન્તા અને અભિરૂદ્ગતા એ સાત મૂર્છનાઓ છે અને તે અનુક્રમે ષડ્જ, નિષાદ, ધૈવત, પંચમ, મધ્યમ, ગાંધાર અને ઋષભ સ્વર સાથે રહે છે.

મધ્યમગ્રામની અંદર સૌવીરી, હરિણાશ્વા, કલોપનતા, શુદ્ધમધ્યા, માર્ગી, પૌરવી અને હૃષ્યકા એ સાત મૂર્છનાઓ છે અને તેના અનુક્રમે મધ્યમ, ગાંધાર, ઋષભ, ષડ્જ, નિષાદ, ધૈવત અને પંચમ એ સ્વરો છે.

ઉપર બતાવેલી દરેક મૂર્છનાઓનાં લક્ષણ સંગીતરત્નાકરમાં વિસ્તારથી આપેલાં છે :—

## તાન.

" तानाः स्युर्मूर्छनाः शुद्धा , षाडवौडुवितीकृता "

તનુ ધાતુ વિસ્તાર અર્થમાં રહેલો છે તેને કર્મમાં ઘઞ્ પ્રત્યય લાગવાથી તાન શબ્દની ઉત્પત્તિ થાય છે, અને તેનો અર્થ વિસ્તાર કરાય અથવા ફેલાવો કરાય એવો થાય છે

સાત સ્વરોમાં જ્યાં એક સ્વરનો નિયમિત રીતે લોપ થાય તેને ખાડવ અને સાતે સ્વરોમાં જ્યાં નિયમિત રીતે બે સ્વરનો લોપ થતો હોય તેને ઔડવીત કહે છે

પ્રથમ ષાડવ નહિ હોવા છતાં ષાડવરૂપ કરેલાને ષાડવીકૃત અને પ્રથમ ઔડવ નહિ હોવા છતા ઔડવરૂપ કરેલાને ઔડવીકૃત કહે છે

એ પ્રમાણે ષાડવરૂપ અને ઔડવરૂપ કરેલી શુદ્ધ મૂર્છનાઓને શુદ્ધ તાન કહે છે અને તેની સંખ્યા ચોરાશીની છે, તેના ભેદો ભરતનાટ્યશાસ્ત્ર તથા સંગીતરત્નાકરમા જોઇ લેવા અને એ સિવાય જાતિ, અલંકાર વિગેરેનાં લક્ષણો પણ બન્ને ગ્રન્થોમા જોઈ લેવા, વિસ્તાર ભયથી અહીં લખેલ નથી.

## તાલ.

તાલ એ શબ્દ તલ ધાતુને પ્રતિષ્ઠા અર્થમાં ઘઞ્ પ્રત્યય લાગવાથી થયેલછે, કારણ કે ગીત, વાદ્ય અને નૃત્ય એ તાલને વિષે રહેલછે, મતલબ કે જેની અંદર વાદ્ય, ગીત અને નૃત્ય રહે છે તે તાલ કહેવાય છે.

લઘુ, દ્રુત, ગુરૂ અને પ્લુત અક્ષરોવડે પરિમિત થયેલી ક્રિયાવડે પરિમિત કરેલો અને ગીત, વાદ્ય તથા નૃત્યના પરિમાણને રચનાર જે કાળ તેજ

તાલ કહેવાય છે અને તે બે પ્રકારનો છેઃ ૧ માર્ગ, ૨ દેશી. તેમાં પ્રથમના માર્ગ તાલની ક્રિયા બે પ્રકારની છેઃ ૧ નિઃશબ્દા, ૨ સશબ્દા. તેમાં નિઃશબ્દાને "કલા" કહે છે, એ કલાના ચાર પ્રકાર છેઃ આવાપ, નિષ્ક્રામ, વિક્ષેપ અને પ્રવેશક; એવી જ રીતે સશબ્દાના પણ ચાર ભેદ છેઃ ૧ ધ્રુવ, ૨ શમ્પા, ૩ તાલ, અને ૪ સન્નિપાત.

ઉપર કહેલી સશબ્દા ક્રિયાનો જ "પાત" અને "કલા" એ બે નામથી વ્યવહાર કરાય છે અર્થાત્ નિઃશબ્દા ક્રિયા કેવળ "કલા" શબ્દથી જ કહેવાય છે.

એ નિઃશબ્દા અને સશબ્દા ક્રિયાના જે ભેદો કહ્યા તેનાં લક્ષણ નીચે મુજબ છે :—

આવાપ—ઉત્તાન એટલે ઉર્ધ્વતલ હાથની આંગળીઓને ખેંચવી.

નિષ્ક્રામ—અધસ્તલ એટલે ઉંધી હથેળીવાળા હાથની આંગળીઓને લાંબી કરવી તે.

વિક્ષેપ—જમણે પડખે ઉર્ધ્વતલ રાખેલ અને પ્રસારેલી આંગળીઓવાળા હાથને ફેંકવો તે.

પ્રવેશ—ઉપર પ્રમાણે જમણે પડખે અધસ્તલ રાખેલ અને પ્રસારિત આંગળીઓવાળા હાથની આંગળીઓનું આકુંચન (સંકોચ) કરવું તે.

ધ્રુવ—ચપટીના શબ્દપૂર્વક હસ્તનો પાત.

શમ્પા—જમણા હાથનો પાત

લાત—ડાબા હાથનો પાત.

સન્નિપાત—બન્ને હાથનો પાત.

આ સશબ્દા અને નિઃશબ્દા ક્રિયાઓનું પ્રમાણ માર્ગને આધારે જાણવું.

## માર્ગ અને તેની માત્રા.

માર્ગ ચાર છેઃ ૧ ધ્રુવ, ૨ ચિત્ર, ૩ વાર્ત્તિક, ૪ દક્ષિણ, તેમાં ધ્રુવમાં ધ્રુવકા કળા, ચિત્રમાં બે માત્રાની કળા, વાર્ત્તિકમાં ચાર માત્રાની કળા અને દક્ષિણમાં આઠ માત્રાની કળા જાણવી.

ભરતનાટ્યશાસ્ત્રમાં નીચે પ્રમાણે ત્રણ ભેદ ગણાવ્યા છે :--

ચિત્રમાં બે માત્રા, વૃત્તિમાં ચાર માત્રા અને દક્ષિણમાં આઠ માત્રા હોય છે, એ રીતે ત્રણ પ્રકારની કળા છે. અહીં ગ્રન્થકારે ધ્રુવમાર્ગ ગણ્યો નથી તેનું કારણ ચતુરકલ્લીનાથના માનવા પ્રમાણે ધ્રુવકળાનો પ્રયોગ તાલમાં થતો નથી એ છે.

## આઠ માત્રાનાં નામ તથા લક્ષણ.

ધ્રુવકા, સર્પિણી, કૃષ્ણા, પદ્મિની, વિસર્જિતા, વિક્ષિપ્તા, પતાકા અને પતિતા એ પ્રમાણે આઠ માત્રા છે, તેમાં શબ્દ સહિત તે ધ્રુવકા, ડાબી તરફ જાય તે સર્પિણી, જમણી તરફ જાય તે કૃષ્ણા, નીચે જાય તે પદ્મિની, બહાર જાય તે વિસર્જિતા, પોતાના શરીર તરફ ખેંચાય તે વિક્ષિપ્તા, ઉર્ધ્વગતિ કરે તે પતાકા અને હાથના પાતનથી થાય તે પતિતા જાણવી

એ આઠ માત્રાઓ "ધ્રુવપાત" વિગેરે સશબ્દ ક્રિયાઓમાં યોજવી, પણ "આવાપ" વિગેરે નિઃશબ્દ ક્રિયાઓમાં યોજવી નહિ.

## માત્રાઓનો ઉપયોગ.

ચિત્ર માર્ગમાં ધ્રુવકા અને પતિતા, વાર્તિક માર્ગમાં ધ્રુવકા, સર્પિણી, પતાકા અને પતિતા તથા દક્ષિણ માર્ગમાં અનુક્રમે આઠે માત્રાઓ યોજવી.

અહીં ચિત્ર, વાર્તિક અને દક્ષિણ એ ત્રણ માર્ગમાં કલાની યોજના કહી છે અને ધ્રુવ નામના ચોથા માર્ગમાં કલાની યોજના સ્પષ્ટ કહી નથી, પરંતુ તે ધ્રુવમાર્ગમાં ધ્રુવ સહિત પાત કરવો એમ જાણી લેવું, નહિ તો ધ્રુવપાતનો ક્યાંય પણ પ્રયોગ થતો નથી માટે ત્યાં ધ્રુવકા નામની જ માત્રા યોજવી; સંગીતરત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવે "ધ્રુવે માત્રિકા ત્વ" ધ્રુવમાર્ગમાં માત્રિકા એટલે ધ્રુવકા માત્રા કરવી એમ કહ્યું છે

## તાલની કલાનું પ્રમાણ.

બીજા શાસ્ત્રોમાં ' निमेषाणां मात्रा स्यात् " એક નિમેષ કાલનું નામ માત્રા છે, તે વ્યવહાર આ શાસ્ત્રમાં નથી.

